# ઈસ્લામ

## અને

# નારી સન્માન

સંપાદક


**મવ. અ.રશીદ નદવી ખાનપૂરી સાહેબ**

ઉસ્તાદે હદીષઃ જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર



પ્રકાશક

**મદ્રસહ તરબિયતુલ્ બનાત – ખાનપૂર દેહ**

**તાઃ જંબુસર, જિ.ભરૂચ, ગુજરાત, પીનઃ૩૯૨૧૫૦,**

મોબાઈલઃ ૯૪૨૭૧૩૦૦૨૩/૯૭૨૫૬૩૦૦૨૩

Email: mtbkhanpurdeh@gmail.com

| | |
|---|---|
| કિતાબનું નામ | ઈસ્લામ અને નારી સન્માન |
| સંપાદક | મવ. અ.રશીદ નદવી ખાનપૂરી સાહેબ<br>ઉસ્તાદે હદીષઃ જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર |
| પ્રત | ૩૦૦૦, ત્રીજી આવૃતિ (ગુજરાતી) ઓકટોબર ૨૦૧૬ |
| | પ્રથમ આવૃતિ (અંગ્રેજી) |

●પ્રકાશક

**મદ્રસહ તરબિયતુલ્ બનાત - ખાનપૂર દેહ**

તાઃ જંબુસર, જિ.ભરૂચ, ગુજરાત,

પીનઃ૩૯૨૧૫૦,

મોબાઈલઃ ૯૪૨૭૧૩૦૦૨૩ / ૯૭૨૫૬૩૦૦૨૩

Email: mtbkhanpurdeh@gmail.com

# અનુક્રમણિકા

بسم الله الرحمن الرحيم

અલ્લાહ તઆલા ના નામથી જે ઘણો જ દયાળુ અને પરમ કૃપાળુ છે.

# અભિપ્રાય



(હઝ.મવ.મુફતી અહમદ ખાનપૂરી ( સાહેબ દા.બ.)
શયખુલ હદીષ–સદર મુફતી : જામિઅહ તાલીમુદીન–ડાભેલ
સરપસ્ત : મદ્રસા તરબિયતુલ બનાત – ખાનપૂર દેહ

ઈસ્લામ વિશે લોકોના માનસમાં પ્રવર્તતી ગેર સમજો પૈકીની એક સ્ત્રીના સ્થાનને લગતી છે. એવું જોરશોરથી કહેવામાં આવે છે કે મુસ્લિમ નારી અન્યાયનો શિકાર છે. આ ગેર સમજનું કારણ ઈસ્લામની સ્ત્રી વિશેની મૂળભૂત વિચાર પધ્ધતિ પ્રત્યેની અજ્ઞાનતા છે. ઈસ્લામે પોતાના બંધારણમાં સ્ત્રીઓના અધિકારો અને ફરજો અંગે જે ધારાધોરણો નિર્ધારિત કર્યા છે. તેનો તલસ્પર્શી અભ્યાસ કરવામાં આવે તો સમજી શકાય છે કે જે કાંઈ કહેવાઈ રહયું છે તેનાથી હકીકત કેટલી બધી અલગ છે!

આ પુસ્તિકા આ જ વિષયને સ્પર્શતો એક સુંદર પ્રયાસ છે. મવલાના રશીદ અહમદ ખાનપૂરીએ આ વિષયનો તલસ્પર્શી કરી મુસ્લિમ ખાતૂનના અધિકારો અને કર્તવ્યોની સુંદરશેલીમાં ચર્ચા કરી છે. જે આ વિષયથી અજાણ એવા વર્તમાન યુગના પ્રગતિવાદીઓને ઈસ્લામના નારી પ્રત્યેના સર્વાંગ સંપૂર્ણ દ્રષ્ટિકોણથી પરિચિત કરાવવામાં ઉપયોગી સાબિત થશે. ઉપરાંત, ઈસ્લામી શિક્ષણથી ગાફિલ એવા સામાન્ય મુસલમાનો પણ આ પુસ્તિકાને અભ્યાસમાં લેશે તો સમજાશે કે ઈસ્લામ, સમાજ જીવનમાં મા, બહેન, પત્નિ, પુત્રી અને અન્ય સ્ત્રીઓ પ્રત્યે કેવા પ્રકારના વ્યવહારની અપેક્ષા રાખે છે. આશા છે કે મુસ્લિમો ગંભીરતા પૂર્વક આ કિતાબનો અભ્યાસ કરીને સ્ત્રીઓ પ્રત્યેના પોતાના વ્યવહારને વધારે સારો બનાવવાનો નિર્ધાર કરશે.

અલ્લાહ તઆલા સંપાદકને આ મહેનત બદલ ઉત્તમ બદલો અતા ફરમાવે, પ્રકાશનમાં મદદરૂપ થનારાઓને જઝાએ ખૈર અતા ફરમાવે અને લોકો માટે આ પુસ્તિકાને લાભદાયી બનાવે. આમીન.

# અભિપ્રાય



**હઝ. મવ. મુફતી અહમદ યાકૂબ દેવલ્વી સા.દા.બ.**
**મુહતમિમ : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર**

................................................................................

કોઈપણ ધર્મની સંપૂર્ણ હકીકત ફકત જે તે ધર્મના અનુયાયીઓની રહેણી કરણી અને આચરણના આધારે નકકી કરવી ધર્મ સાથે નાઈન્સાફી અને તપાસ કે અભ્યાસની ખોટી રીત છે. સાચી માહિતી જે તે ધર્મના સિધ્ધાંતો અને નીતિનિયમોનો સંપૂર્ણ પણે અભ્યાસ કર્યા પછી જ પ્રાપ્ત થઈ શકે છે. કારણ કે દરેક ધર્મના માનનારાઓ ધર્મના આદેશો અને જીવનપધ્ધતિ બાબત ઘણી બેદરકારી કરતા હોય છે. તેમનું જીવન ધર્મથી ઘણું દૂર, બલ્કે ઘણી બાબતોમાં તેઓ અન્ય ધર્મો કે સંસ્કૃતીઓને અપનાવી ચૂકયા હોય છે. જો તેમના જ જીવન ચરિત્ર ને જે તે ધર્મને જોવાનો આઈનો અને સમજવાની કિતાબ માની લેવામાં આવે તો તે ધર્મ તેમના વિકૃત આચરણની જેમ જ વિકૃત નજર આવશે. અને અંતે જયારે ખરા ધર્મના અરીસા સામે ઉપરોકત બાબતોના આધારે નિર્ધારિત થયેલ અભિપ્રાય મુકવામાં આવશે તો તે અભિપ્રાય પણ વિકૃત લેખાશે અને જે તે ધર્મના ચુસ્ત અનુયાયીઓ આવા અભિપ્રાયો વ્યકત કરતા લોકોને ધર્મના વિરોધીઓ અથવા ધર્મ બાબતે ગેર–સમજ ફેલાવનારાઓની લીસ્ટમાં મુકશે. અને શકય છે લાંબાગાળે આવી વિચારસરણી અને ગેર સમજ માનવસમાજમાં ખતરનાક પરિણામો પેદા થવાનું નિમિત્ત બની જાય.

ઈસ્લામ ધર્મ બાબતે પણ અમુક મુસ્લિમોના ધર્મ વિરોધી આચરણના આધારે પુરી મુસ્લિમ કૌમ બલ્કે ઈસ્લામ ધર્મ ઉપર, ધર્મ પુસ્તકનો ઊંડો અભ્યાસ કર્યા વિના, ઉપરછલ્લા જ્ઞાન અને બિનપાયેદાર વાતો થકી ટિકા ટિપ્પણી અને ધર્મચર્ચાઓ કરવાને એક મોટા વર્ગે પોતાનો ધ્યેય બનાવી લીધો

છે. અને દસથી બાર મુદ્દાઓને ચર્ચાની એરણે ચઢાવી ઈસ્લામ ધર્મ વિષે લોકોને મિસગાઈડ કરવામાં વ્યસ્ત છે. તે પૈકી એક મુદો સ્ત્રીઓના અધિકારનો મુદ્દો છે. આ મુદ્દે તે ઈસ્લામ ધર્મ ઉપર (જેણે સૌપ્રથમ સ્ત્રીને સાચા અર્થમાં આઝાદી અને સન્માન આપ્યા) ખોટી માહિતીના આધારે પ્રહાર કરવામાં આવે છે.

પ્રસ્તૃત કિતાબ ઉપરોકત વિષયને ઈસ્લામી દ્રષ્ટિકોણ મુજબ સમજાવવાનો સુંદર પ્રયાસ છે. જેમાં મવ. અ.રશીદ ઈબ્રાહીમ નદવી ખાનપૂરી સાહેબે આ વિષયને દર્દભર્યા અંદાઝમાં ઊંડાણ તથા વિસ્તાર પૂર્વક રજુ કરવાનો પ્રયાસ કર્યો છે. આશા છે જેમની પાસે ઈસ્લામ ધર્મે ઓરતોને આપેલ સન્માનની સાચી માહિતી નથી તેમને ઈસ્લામનો બુધ્ધિગમ્ય અને દલીલબધ્ધ અભિગમ જાણવાનો મોકો મળશે. અને તે મુસલમાનોને જે આ બાબતે ઈસ્લામ ધર્મ દ્વારા અપાયેલા ઈસ્લામી આદેશોને સાચા અર્થમાં સમજી નથી શકયા, સમજવામા મદદ મળશે.

આશા છે કે બધા જ વર્ગો આ કિતાબથી લાભ ઉઠાવશે. શંકાઓનું સમાધાન કરશે. અને ઈસ્લામના અહકામ ઉપર અમલ કરી બંને જહાનમાં કામિયાબી મેળવવાના હકદાર બનશે.

ફકત
મુફ્તી અહમદ દેવલ્વી સાહેબ (દા.બ.)
મુહતમિમ : જામિઅહ ઉલૂમુલ કુર્આન
જંબુસર જીઃ ભરૂચ (ગુજરાત)



# અભિપ્રાય



**હઝ. મવ. ઈસ્હાક મડાનવી સાહબ દા.બ.**

**શૈખુલ હદીષ : દારૂલ ઉલૂમ – લુણાવાડા**

.................................................................................

**નહમદુહૂ વનુસલ્લિ અલા રસૂલિહિલ કરીમ, અમ્મા બાદ !**

જનાબ મવલાના અબ્દુર્રશીદ ખાનપૂરી નદવી સાહેબે "ઈસ્લામ અને નારી સન્માન" નામની આ કિતાબમાં સ્ત્રી સાથે વિવિધ સમાજો દ્વારા થયેલા જુલ્મો સિતમનો ચિતાર રજૂ કર્યો છે. ઈસ્લામે વિવિધ ક્ષેત્રોમાં સ્ત્રીની ભૂમિકા અને અભિગમને કદી પણ કચડી નાખ્યા નથી. નારી સન્માનનો પૂરો યશ ઈસ્લામને જ ફાળે જાય છે, એ બતાવવાનો ઉત્તમ પ્રયાસ કર્યો છે.

આજે સ્ત્રી સ્વતંત્રતાના નામે કેવી સ્વચ્છંદતા ચાલે છે તેનો સમાજનો કોઈ પણ વર્ગ ઈન્કાર કરી શકે એમ નથી. કહેવાતા સમાજ સુધારકોએ સ્ત્રીને સન્માનિત કરવાની જગ્યાએ કેવી અપમાનિત કરી છે, અને ઈસ્લામ સિવાયના વિવિધ ધર્મો અને સંપ્રદાયોએ સ્ત્રીને કેટલી બધી હીન કક્ષાની ગણી છે તેનો લેખકે સચોટ ચિતાર આપ્યો છે, લેખકે આવી ઉમદા કિતાબ લખી સમાજની ઉમદા સેવા કરી છે. આશા છે કે સમજુ સમાજ તેનો ફાયદો ઉઠાવશે.

વસ્સલામ.

(મવલાના) મુહંમદ ઈસ્હાક (દા.બ.)



# પ્રસ્તાવના

## (બીજી આવૃતિ)

એક મોટા દુ:ખની વાત છે કે ઈસ્લામના અનુયાયીઓ પ્રતિદિન ઈસ્લામી જીવન શૈલીથી દૂર જઈ રહયા છે. અને ભૌતિકવાદનો રાક્ષસ તેમને હડપ કરી જવા પૂરી તાકાતથી કાર્યરત છે. જીવનના પ્રત્યેક વિભાગમાં પ્રતિદિન પડતી અને પતન છે. જનાબે રિસાલત મઆબ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પેશીનગોઈ સો ટકા સાબિત થઈ રહી છે કે "**તમારા ઉપર આવનારો પ્રત્યેક દિવસ ગત દિવસથી વધારે ભયંકર હશે.**" (બુખારી શરીફ)

મુસલમાનોની આ દુર્દશાનું સૌથી મોટું કારણ એ છે કે તેમણે પોતાના મહાન પૂર્વજોની જીવનશૈલી છોડીને આંધળી માનવજાત વિશેષ કરીને યહૂદીઓ– ખ્રિસ્તીઓની જીવન પદ્ધ્તીને અપનાવવા માંડી. મુસલમાન જાણે દરેક પ્રકારે તેઓના ગુલામ બનવા લાગ્યા. પયગમ્બરે ઈસ્લામ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આજથી ચૌદસો વર્ષ પહેલાં ઉમ્મ્તને આ ખતરાથી આગાહ કરી દેતાં ફરમાવ્યું હતું "**તમે લોકો વેંત દર વેંત અને ગજ દર ગજ તમારી અગાઉના લોકોનું આંધળું અનુકરણ કરવા માંડશો, અહીં સુધી કે જો તેઓ ઘોના દરમાં દાખલ થશે તો તમેં પણ તેમ કરશો.**" કોઈએ પૂછયું હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અગાઉના લોકોથી યહૂદ અને નશારા મુરાદ છે? અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું " તો બીજા કોણ ? " (બુખારી શરીફ)

અલ્લાહ તઆલા કલામે પાકમાં ઈરશાદ ફરમાવે છે "યહૂદ અને

નસારા (ખ્રિસ્તીઓ) તમારાથી હરગિઝ રાજી નહીં થાય જયાં સુધી કે તમે તેમની સંસ્કૃતિને અપનાવી ન લો.''

આજે મુસલમાન એ જ ફંદાનો શિકાર છે, જેનાથી એને ચૌદ–ચૌદ સદીઓ પહેલાં ચેતવવામાં આવ્યો હતો. મુસલમાન ઈસ્લામની ઉચ્ચ જીવન વ્યવસ્થાને સમજવા કે સ્વીકારવા તૈયાર નથી. ઈસ્લામના શત્રુ એવા પાશ્ચાત્ય સંસ્કૃતિના દૈત્યોને મુસલમાન ઓળખતો નથી કે એ કોણ છે? અને તેને કયા માર્ગે લઈ જઈ રહયા છે? આ દુર્દશા એ હદ સુધી પહોંચી ગઈ છે કે આજે મુસલમાન અલ્લાહની કિતાબમાં પણ સુધારા વધારા કરવાની વાતો કરે છે! પ્રગતિવાદ અને બુધ્ધિવાદના નશામાં સપડાયેલું આધુનિક મુસ્લિમ માનસ કુર્આનની આયતોના વિકૃત અર્થઘટનો પણ કરે છે!

મુસલમાન સ્ત્રીના સ્થાન વિશે પણ આજે દુનિયાભરમાં ભારે વિવાદ છે. આ વિવાદ પોકળ અને નિરાધાર છે, છતાં પશ્ચિમના રંગે રંગાયેલું મુસ્લિમ યુવા માનસ કયાંક તો આ બાબતે મૂંઝવણોનો શિકાર છે અને કયાંક તો અત્યંત આક્રમક છે. ઈસ્લામે મુસ્લિમ ખાતૂન માટે જે પડદા વ્યવસ્થા નિર્ધારિત કરી છે તેને ફગાવી દેવાની ચળવળ આધુનિક મુસ્લિમ યુવા માનસની આજ વિકૃતિનું પરિણામ છે, આજે અશ્લિલતા અને બેહયાઈનું જે ઘોડાપૂર દુનિયામાં ઉમટયું છે તેણે વિકરાળ સામાજિક સમસ્યાઓ ઉભી કરી દીધી છે. વિશેષ કરીને સ્ત્રીનું સન્માન અને ગૌરવ નાશ પામ્યું છે. આ નાજુક નમણી જાતિ ઉપર કહેવાતો આધુનિક અને સુધરેલો વર્ગ પાશવી અત્યાચાર આચરી રહયો છે. અને માનવ હકકોના ઝંડાધારીઓ ચુપચાપ આ તમાશો જોઈ રહયા છે. એટલું જ નહીં, તેઓ સ્વયં સ્ત્રીજાતિના અપમાનમાં શામેલ છે. નિર્લજજ પ્રેસ નિર્લજજતાનો નફફટાઈથી પ્રચાર–પ્રસાર કરે છે. સુધરેલા મુસલમાનો પૈકી કેટલાક ચેલેન્જની ભાષા વાપરતાં એવું પણ કહે છે કે, જો સ્ત્રીના ચહેરાને ઢાંકવા અંગેનો સ્પષ્ટ આદેશ કુર્આન–હદીષ દ્વારા કોઈ સાબિત કરી આપે તો અમે તેને મોટું ઈનામ આપીએ. સ્ત્રી–પુરૂષ સમાનતાના દંભી સૂત્રો પોકારનારાઓ ચિત્ર

વિચિત્ર વાતો કરતા જોવા મળે છે. જેમ કે "પુરૂષને સ્ત્રી ઉપર કોઈ પણ પ્રકારે વડપણ પ્રાપ્ત નથી, કેમકે બંને એક સમાન છે. શિક્ષણ પ્રાપ્તિ અર્થે સ્ત્રી પુરૂષનો બેરોકટોક મેળમેળાપ વાંધાજનક નથી. સ્ત્રી મહરમ પુરૂષ વિના હજ અને તાલીમ પ્રાપ્તિ માટે મુસાફરી કરી શકે છે, કેમકે હજ અને શિક્ષણ સ્ત્રી–પુરૂષો માટે સમાન રીતે ફરજિયાત છે. સ્ત્રીઓ પુરૂષોની માફક જ વેપાર ધંધાઓ અને રાજકારણમાં ભાગ લઈ શકે છે" વગેરે વગેરે..

સ્ત્રી અને પુરૂષના સ્થાનને નિર્ધારિત કરવામાં ગોથાં ખાતા આ પ્રકારના પ્રગતિવાદી માનસને ઈસ્લામનો સ્ત્રી વિશેનો ખરો દષ્ટિકોણ સમજાવવાના અણથક પ્રયાસો થયા છે, વધારે પ્રયાસ કદાચ નિરર્થક છે, અલબત્ત આધુનિક માનસને સ્પર્શી જાય તે પ્રકારની તર્કબદ્ધ અને દલીલયુકત ભાષા શૈલીથી શકય છે કે વાત સમજમાં આવી જાય. આ જ ભાવનાને વશ થઈને તથા કેટલાક દોસ્તોના વારંવાર કહેવાને કારણે થોડુંક લખવા પ્રેરાયો છું. જે પુસ્તિકા સ્વરૂપે આપના હાથોમાં છે. આશા છે કે ઈસ્લામના નારી પ્રત્યેના આદર્શ દષ્ટિકોણને સમજવા માગતા લોકો માટે મારો આ નાનકડો પ્રયાસ લાભદાયક પુરવાર થશે.

આ કિતાબ વિશે ઉલમાએ કિરામના સૂચનો આવકાર્ય છે. જયાં જયાં ઉણપો રહી હોય તે તરફ મારૂં ધ્યાન દોરવામાં આવશે તો એહસાનમંદ થઈશ. વાંચકોને વિનંતી કે આ કિતાબમાં ઉલ્લેખાયેલી કોઈ વિગત સમજમાં ન આવે અથવા કંઈક દ્વિધા થાય તો અમને અચૂક જણાવશો. અથવા કોઈ વિશ્વાસપાત્ર અનુભવી આલીમે દીનનો સંપર્ક સાધી ખુલાસો મેળવી લેશો.

*અલ્લાહ તઆલા આ નાનકડા પ્રયાસને સ્વીકૃતિનું બહુમાન અર્પણ ફરમાવે અને પ્રકાશનમાં કોઈપણ પ્રકારે મદદરૂપ થનાર બધા દીની ભાઈઓને બંને જહાનમાં પોતાની શા'નને અનુરૂપ ઉત્તમ બદલો આપે. (આમીન)*

(મવલાના) રશીદ ઈબ્રાહીમ નદવી ખાનપૂરી

# પ્રસ્તાવના
## (ત્રીજી આવૃતિ)

વર્ષ ૨૦૧૬માં સાયરાબાનુ તલાક કેસની આડમાં ૧૯૮૫ના શાહબાનુ કેસની જેમ વધુ એકવાર કોમન સિવિલકોડની માંગ બુલંદ થવા લાગી. બી.જે.પી. સરકારના ચુંટણી ઢંઢેરામાં આ વાત શામિલ હતી, એટલે તેને તો રાજધર્મ પાળવાની તક મળી ગઈ એવું સમજી લો કમીશનને તાત્કાલિક અસરથી લોકમત મેળવવાનો આદેશ આપી દીધો, લો કમીશને તેના નામને સાર્થક કરતું અત્યંત ગુંચવાડાપૂર્ણ ફોર્મ જારી કર્યું અને ઓલ ઈન્ડિયા મુસલમાનો પર્સનલ લો બોર્ડે તેના બહિષ્કારનું એલાન કરી દીધું. સાથે સાથે મુસ્લિમાનો ઈસ્લામી શરીઅતથી સંપૂર્ણપણે સંતુષ્ટ છે એવું ફોર્મ બનાવી મોટા પાયે સહીઝુંબેશ આદરી દીધી. આ આખા પ્રકરણમાં ઘણા બધા મુદાઓ અતિગંભીર, સંવેદનશીલ, જટીલ અને ચર્ચાસ્પદ છે જેમકે.......

☑ સમાન સિવિલ કોડ દારૂની બદી દૂર કરવાની જેમ ફકત ને ફકત એક સલાહ છે, કાનૂન નથી. પછી તેના અમલનો આટલો બધો આગ્રહ કેમ? સલાહને કાનૂનથી ઉપરવટ ગણવું કેટલું ઉચિત ગણાય?

☑ ધર્મ ઉપર અમલ, તેના પ્રચાર–પ્રસાર અને તેની તા'લીમના કેન્દ્રો ઉભા કરવાની બંધારણના આર્ટિકલ ૨૫–૨૬–૨૯ હેઠળ છૂટ અપાઈ છે, છતાં તેના વિરૂધ્ધ માહોલ ઉભો કરવો એ બંધારણનો વિરોધ ના ગણાય?

☑ દેશના દુશ્મનો એવા અંગ્રેજોએ પણ જેની સાથે છેડછાડ કરવાનુ યોગ્ય ગણ્યું ના હતું તેવી ધાર્મિક બાબતોમાં ચંચુપાત કરવો અને વારા ઘડિયે એક યા બીજા કારણે ચર્ચાની એરણે ચઢાવવા તે શું દેશના હીતમાં છે? તેનાથી વિવિધ કોમોમાં નફરત પૈદા થવાનો ડર નથી?

☑ શું આપણે આપણી વિશ્ર્વવિખ્યાત સંસ્કૃતિ "વિવિધતામાં એકતા" અને રંગબેરંગી ફુલોનો બાગ" વાળી ઉકિતને હવે બદલવા માંગીએ છીએ?

શું તે શકય છે? શું કોઈ પણ ધર્મ આકાશી હોય કે આભાસી, પોતાની માન્યતાઓ આટલી સરળતાથી છોડી આપશે? શું બંધારણના ઘડવૈયાઆએ આ બાબતે વિચાર નહિ કર્યો હોય?

☑ દેશને વિવિધ ખતરાઓ સામે અડીખમ ઉભો રહેવા એકતાની જરૂરત હોય ત્યારે સંવેદશનશીલ મુદાઓ છંછેડી વૈમનસ્ય ઉભું કરવું કેટલા અંશે વ્યાજબી ગણાય?

☑ અખંડ ભારતના મુસ્લિમ શાસકોના ઈતિહાસમાં વિવિધ ધર્મોને માન–સન્માન આપવાના પુરાવા તો સેંકડો નહીં, હઝારો મળી જશે, પણ ધાર્મિક બાબતોમાં દખલગીરી, ધાર્મિક ઉન્માદ ભડકાવવા કે કોમી રમખાણનો એક પણ પુરાવો શોધ્યે નહિ જડે.

☑ સમાન સિવિલ કોડની રૂપરેખા બહુમતી ને અનુરૂપ જ કેમ? લઘુમતીને અનુરૂપ કેમ નહિ? જયારે કે ભુતકાળમાં લઘુમતીના આકર્ષક નિતીનિયમો પ્રમાણે બહુમતીએ પોતાના નિતીનિયમોમાં સુધારા કર્યાના પુરાવા છે !

☑ મુસલમાનોની ધાર્મિક માન્યતા મુજબ તેમની શરીઅત અલ્લાહદત્ત શરીઅત છે, માનવી અલ્પજ્ઞાની હોય તેની વાતો ઈલાહી આદેશોની બરાબરી નથી કરી શકતી, એટલે શરીઅતમાં માનવીની દખલગીરી અમાન્ય છે, કુર્આનના આદેશોને બદલવાનો હક અન્ય કોઈને તો ઠીક, ખુદ શરીઅત લાવનાર નબી (સ.અ.વ.)ને પણ નથી.

☑ ઈસ્લામી સમાજ વ્યવસ્થા એટલી સરળ, સુંદર અને ચિત્તાકર્ષક છે કે ઈસ્લામના આરંભકાળમાં જ, એશિયા, આફ્રિકા, ચાયના, ફ્રાન્સ અને સ્પેન જેવા સમૃધ્ધ સંસ્કૃતિ વાળા દેશોએ તેને સ્વેચ્છાએ સ્વીકારી લીધી હતી. અને પંદરસો વરસ પછી આજે પણ તે ધરતીના મોટા ભાગમાં અમલી સ્વરૂપે માન્ય અને સ્વીકાર્ય છે.

☑ મુસ્લિમ સમાજે આજના સાત દેશો આધારિત અખંડ ભારતના મોગલ સમ્રાટ સુલ્તાન જલાલુદીન મુહમ્મદ અકબર "મહાન અકબર" ના

સમાન સિવિલકોડ અર્થાત "દીને ઈલાહી"ને તે છતાં ઠુકરાવી દીધો હતો કે તેનો સર્જક એક મુસલમાન રાજા હતો. પછી લોકશાહીમાં જયાં પોતપોતાના ધર્મ ઉપર અમલની સંપુર્ણ આઝાદી હોય શું તે શકય છે ખરું?

☑ ધાર્મિક સમાજ વ્યવસ્થા જે તે સંસ્કૃતિની જીવાદોરી હોય છે, તેને છોડવી કોઈ પણ સંસ્કૃતિ માટે ડેથ વોરંટ સમાન છે. ઈતિહાસ સાક્ષી છે કે તે કોમો મૃતપ્રાય થઈ ગઈ જેણે સમાજ જીવનના ધાર્મિક સિધ્ધાંતોને ગેર જરૂરી સમજી છોડી દીધા, એટલે જ એક મુસલમાન ઈમાનની રક્ષાકાજે પોતાનું સર્વસ્થ કુરબાન કરવા હસતા મુખે તૈયાર થઈ જાય છે.

શાહબાનુ થી લઈ સાયરાબાનું સુધી ઘટેલ પ્રત્યેક ઘટનાને વિરોધીઓ દ્રેશભાવ અથવા જ્ઞાનના અભાવના લઈ ઈસ્લામ જેવા પવિત્ર અને સર્વાંગ સંપૂર્ણ ધર્મને બદનામ કરવાના હથિયાર તરીકે વાપરતા રહયા, વિશેષરૂપે સ્ત્રીઓના અધિકારો અને માન–સન્માનની વાતોને ખૂબ ચગાવવામાં આવી, એટલું જ નહીં, સ્ત્રી સન્માનનો મુદ્દો ઈસ્લામને બદનામ કરવા ઉપજાવી કાઢેલ દસ–બાર મુદ્દાઓ પૈકીનો મહત્વનો મુદ્દો બની ગયો, અને સ્ત્રી સ્વતંત્રતા અને સમાનતાના વિવિધ વિષયો ઉપર ભ્રામક ચર્ચાઓ થવા લાગી. આ જ ઈસ્યુને કેન્દ્રમાં રાખી વરસો પહેલાં "ઈસ્લામ અને નારી સન્માન" નામક કિતાબ તૈયાર કરવામાં આવી હતી. જેના ગુજરાતી ના બે અને અંગ્રેજીનું એક, એવા ત્રણ એડીશનો આવી ચુકયા હતા, હાલના સાયરાબાનું કેસ સંદર્ભે ઉભા થયેલ સંજોગોમાં આ કિતાબ ફરીથી છપાવી પ્રસિધ્ધ કરવાની હિદાયત હઝરત મવલાના મુફતી અહમદ સાહેબ ખાનપૂરી (દા.બ.) તરફથી મળી, હઝરત મુફતી સાહેબ (દા.બ.)ના મશ્વેરાને આદેશ માની કિતાબની ચોથી આવૃતિ હઝરતના અભિપ્રાય સાથે પ્રગટ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. અલ્લાહ તઆલા હઝરતની છત્રછાયા આફિયત સાથે બાકી રાખે અને કિતાબને ઈસ્લામ ધર્મના હિકમત સભર ઈલાહી આદેશોને સમજવામાં વધુથીવધુ લાભદાયી બનાવે. આમીન

અ. રશીદ ઈબ્રાહીમ નદવી ખાનપૂરી



અલ્લાહ તઆલા ના નામથી જે ઘણો જ દયાળુ અને પરમ કૃપાળુ છે.

# પ્રકરણ-૧

## ઇસ્લામ : એક સંપુર્ણ જીવન વ્યવસ્થા

ઈસ્લામ એ સૃષ્ટિના સર્જનહારે માનવજાતના માર્ગદર્શન માટે ઉતારેલું અંતિમ જીવન બંધારણ છે. એક પરિપૂર્ણ અને સર્વગ્રાહી વ્યવસ્થા તરીકે તે જનસમાજ સમક્ષ આવી ચૂકયો છે. અંતિમ ઈલાહી સંદેશવાહક હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જીવનના અંતિમ વર્ષે અલ્લાહ તઆલાએ પોતાના પવિત્ર ગ્રંથ (કુર્આન) દ્વારા જાહેરાત કરી દીધી કે, "આજે મેં તમારા માટે તમારા દીનને પરિપૂર્ણ કરી દીધો અને મારા ઈન્આમોને તમારા માટે સંપૂર્ણ કરી દીધાં અને તમારા માટે ઈસ્લામને 'દીન' તરીકે પસંદ કર્યો."

ઈસ્લામના પરિપૂર્ણ હોવાનો અર્થ એ છે કે, એના સિદ્ધાંતો એટલા ગતિશીલ છે કે જે બદલાતા જતા સમયના ચિત્ર-વિચિત્ર સંજોગો સાથે સરળતાપૂર્વક અનુકૂલન સાધી લે છે. અને સર્વયુગ માટે એક સરખાં જ પ્રસ્તુત બની રહે છે. એના સર્વગ્રાહી હોવાનો અર્થ એ છે કે, એ માનવ જીવનના તમામ વિભાગોને સાંકળી લે છે. જીવનનું કોઈ પણ પાસું આ સંવિધાનની પકડથી અલિપ્ત નથી રહી શકયું.

સ્વાભાવિક રીતે જ ઈસ્લામની આ પોતીકી વિશેષતા છે, જે જગતના કોઈ પણ સિદ્ધાંતને પ્રાપ્ત નથી. પછી ભલે એ યહૂદિયત કે, ઈસાઈયત જેવાં વિકૃત આકાશી ધર્મો હોય અથવા સામ્યવાદ જેવા માનવઘડિત 'વાદ' હોય. જગતનો ઈતિહાસ સાક્ષી છે કે માનવતાની સુધારણા કાજે યુગે યુગે અનેકાનેક વ્યવસ્થાઓ તથા વિચારશરણીઓ

ઉમળાકભેર ઉદ્‌ભવી, પરંતુ તે તમામ નિર્ધારિત રીતે જ, સમયની પ્રચંડ અને વિકરાળ અનિશ્રિતતાઓ સામે કંગાળ પૂરવાર થઈ. અને પરિણામ સ્વરૂપ આવી તમામ વિચારશરણીઓ કાં તો મૃત:પ્રાય થઈ ગઈ કાં તો પોતાના અનુયાયીઓના હાથે જ વિકૃતિઓનો શિકાર બનીને વ્યંગનુ નિમિત્ત બની ગઈ. પરંતુ ઈસ્લામ પોતાની એ જ જીવંત અને ભવ્ય પ્રકૃતિ સહિત આજે પણ બરાબર એ જ પ્રકારે પ્રવર્તમાન છે, જે પ્રકારે તે એના પ્રારંભમાં હતો અને જ્યાં સુધી જીવનનો ધબકાર છે, ત્યાં સુધી તે આ જ સ્વરૂપે જીવંત રહેશે. કેમકે, સૃષ્ટિના સર્જનહારે માનવી અને સૃષ્ટિના ભવિષ્યને ઈસ્લામના ભવિષ્ય સાથે જોડી દીધું છે. એક તરફ કાળના બદલાતા રંગો સાથે તાદાત્મ્ય સાધવાનો પ્રશ્ન અને બીજી તરફ વિરોધીઓના ષડયંત્રો અને ચાલબાજીઓની અનંત અડચણો—પરંતુ ઈસ્લામની શકિતશાળી સ્થિતિ સ્થાપકતા સામે આવા અવરોધની શી વિસાત ? દરેક સંજોગોમાં ઈસ્લામ એક પરિપૂર્ણ અને સર્વગ્રાહી જીવન વ્યવસ્થા તરીકે સર્વોપરી રહ્યો. વળી એક સનાતન અને વિશ્વવ્યાપી જીવન માર્ગ હોવાને નાતે વિભિન્ન માનવ સમૂહો અને અનેકવિધ સમસ્યાઓનો ઈસ્લામને ભેટો થયો અને થતો રહેશે, પરંતુ ઈસ્લામે હર પ્રકારની પથભ્રષ્ટતાઓ સામે સદા એક પરિપૂર્ણ માર્ગદર્શન ચીંધ્યુ.

સૃષ્ટિના સર્જનહાર દ્વારા એના પરિપૂર્ણ થવાની જાહેરાત પછીનો માનવ યુગ અગાઉના યુગોની સરખામણીમાં અત્યંત પરિવર્તનશીલ અને ક્રાંતિજનક રહ્યો. ઈસ્લામે આ વૈજ્ઞાનીક ઉત્ક્રાંતિ અને પરિવર્તનો સાથે પોતાની સાશ્વત હકીકતોના આધારે માત્ર અનુકુલન જ ન સાધ્યું, નવા યુગની સમસ્યાઓનો અસરકારક ઉકેલ પણ સૂચવ્યો. ઈસ્લામના આ વૈજ્ઞાનિક અભિગમનો વૈચારિક ક્રાંતિ ઉપર ઘનિષ્ઠ પ્રભાવ પડયો અને વૈજ્ઞાનિક ચળવળો અને સંશોધનોએ કુર્આની હકીકતોની રોશનીમાં ઈસ્લામી જીવન બંધારણની કલમોનો ભરપૂર લાભ ઉઠાવ્યો. અને આમ થવું તદ્‌ન સ્વાભાવિક પણ હતું, કેમકે, ઈસ્લામમાં સૃષ્ટિના સર્જકે પ્રત્યેક યુગની માનવ સભ્યતાનું માર્ગદર્શન કરવાની અખૂટ શકિત મૂકેલી છે.

ઈસ્લામ એ સંસારના અન્ય ધર્મોની જેમ કોઈ યુગવિશેષની સભ્યતા કે, ચોકકસ સમયગાળાનું બંધારણ નથી, જે પોતાના યુગની યાદગાર બનીને રહી જાય અને ઈતિહાસના કોઈ અજ્ઞાત ખૂણામાં ધરબાઈ જાય. વાસ્તવમાં તે તો એક જીવંત અને મૂર્ત જીવન વ્યવસ્થા છે. જેનો ઘડનાર સર્વજ્ઞ અને તત્વદર્શી છે. ઈસ્લામનું આ ચિરંજીવ અને સર્વગ્રાહી માળખું અત્યંત ટકાઉ હોવાનું મૂળભૂત કારણ પણ આ જ છે કે, એણે અર્પેલા સિદ્ધાંતો અને સંવિધાન સરળ, ગતિશીલ, બુદ્ધિગમ્ય અને દલીલબધ્ધ છે, જે માનવજીવનમાં ઉદભવતાં અવનવા સંજોગોને પોતાના સાંચામાં ઢાળવા માટે સક્ષમ છે. અને સામાજિક મુલ્યોમાં જોવા મળતી વિષમતાઓના સ્થાને સમતુલા સ્થાપવાની કુશળતા ધરાવે છે. આજ વિશેષતા છે, જે ઈસ્લામને 'ધર્મ'ની પ્રચલિત વ્યાખ્યામાંથી બહાર લાવી એક જીવન વ્યવસ્થાના મંચ ઉપર સ્થાપે છે. માનવ જરૂરિયાતનું કોઈ પણ પાસું એવું નથી, જ્યાં ઈસ્લામ માનવીને માર્ગદર્શન વિહોણો છોડી દેતો હોય. શાસન વ્યવસ્થાથી માંડી અંગત જીવન સુધીનો પ્રત્યેક વિભાગ ઈસ્લામના પથદર્શનથી પ્રકાશિત છે.

ઈસ્લામની ન્યાય વ્યવસ્થાએ ધનવાન અન ગરીબ, મુસ્લિમ અને બિનમુસ્લિમ, શિક્ષિત અને અભણ અર્થાત્ સમાજની પ્રત્યેક વ્યકિતને પોતાના અધિકારોની માંગણી માટે અદાલતના દ્વાર ખટખટાવવાનો એક સરખો હક આપ્યો. અને ન્યાયાલયમાં જરૂર પડયે સાચી સાક્ષી આપવાને શ્રધ્ધાના પ્રતીક તરીકે ઠેરવ્યું. ઈસ્લામની સમાજ વ્યવસ્થાએ એક એવી ન્યાય પૂર્ણ સામાજિક યોજના સ્થાપી, જેમાં માનવપ્રેમ અને વ્યકિત તથા સમૂહ વચ્ચેની સમતુલાના વ્યવહારિક સ્વરૂપમાં દર્શન થવા લાગ્યા. સગાં–સ્નેહીઓ, પાડોશી, અનાથો, વિધવાઓ, ગરીબો, મેહમાનો, નોકરો, નિરાધારો અને તમામ માનવ બંધુઓ ઉપરાંત પશુઓ પ્રત્યેના વર્તન અંગે પણ ઈસ્લામે વ્યકિતની જવાબદારીઓનું સીમાંકન કર્યું. પરિણામે સમાજ જીવનમાં માનવ મુલ્યોને પાંગરવાનો સર્વોત્તમ માહોલ મળી ગયો. ઈસ્લામની કુટુંબ વ્યવસ્થા એક એવી સર્વગ્રાહી ઘરેલૂ વ્યવસ્થા

છે, જે અપનાવવાથી ઘરમાં શાંતિનું વાતાવરણ સ્થાપાય છે અને ઘર સ્વર્ગનો નમૂનો બની રહે છે.

ઈસ્લામે પતિ–પત્ની, માતા–પિતા, સંતાનો, ભાઈ–બહેન અને કુટુંબના અન્ય સભ્યોની ફરજો અને અધિકારોનું સ્પષ્ટપણે સૂચન કરીને કુટુંબ વ્યવસ્થાને ટકાઉ અને સ્થાયી સ્વરૂપ આપ્યું. ઈસ્લામની નૈતિક વ્યવસ્થા દ્વારા માનવ સંસ્કૃતિ અને માનવ સભ્યતા એના સર્વોચ્ચ નૈતિક બિંદુ સુધી પહોંચી. કુર્આન અને હદીષ જે અસાધારણ તીવ્રતા સહિત નૈતિક મૂલ્યોના જતન અને વિકાસનું શિક્ષણ આપે છે. તેનો અંદાઝ અંતિમ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ કથન ઉપરથી મેળવી શકાય છે કે, **"નિઃશંક મને નૈતિક મૂલ્યોની પરિપૂર્તિ માટે મોકલવામાં આવ્યો છે."** નૈતિકતાના આ પ્રકારના ઘડતરને કારણે લોકો સ્વેચ્છાએ સદ્‌ગુણો તરફ વળવા માંડયા અને દુરાચારો કોઈપણ પ્રકારના બાહ્ય કાનૂની દબાણ વિના જ તીવ્ર વેગે અટકવા માંડયા.

ઈસ્લામની અર્થ વ્યવસ્થાએ એક સફળ અને કુશળ આયોજન દ્વારા પ્રત્યેક વ્યકિતને આજિવીકા મેળવવાની સમાન તક આપી. અલબત્ત, આર્થિક સમાનતાની બળજબરી પૂર્વકની સ્થાપનાને ઈસ્લામે માત્ર "કૃત્રિમ પ્રયાસ" ગણીને સંપૂર્ણ આર્થિક સમાનતાના ખ્યાલને ભ્રામક પૂરવાર કર્યો કેમકે વ્યકિતની લાયકાતો અને આજિવીકાના સાધનોની ઉપલબ્ધિમાં પ્રાકૃતિક રીતે જ મોટા તફાવતો હોય છે. આ જ કારણે આર્થિક સમાનતાઓ સ્થાપવા માટેની કોઈ પણ ચળવળ ન તો સામાજિક સહકાર મેળવી શકી અને ન પોતાના ધ્યેયની પૂર્તિનું સદ્‌ભાગ્ય મેળવી શકી. ઈસ્લામે આર્થિક સમાનતાને સ્થાને આજિવીકાની તકોમાં સમાનતાને પ્રાધાન્ય આપ્યું, જેના પરિણામે એની અર્થ વ્યવસ્થાને લોક સહકારનો સ્થાયી લાભ મળ્યો, આ અર્થ વ્યવસ્થાની સફળતાના ઉજજવલ દ્રષ્ટાંતો ઈતિહાસના પાને મૌજૂદ છે. જેનો એક દાખલો હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.) નો રાજ્યકાળ છે, જેમાં સો ટકા

નાગરિકોની આર્થિક સદ્ધરતાને કારણે કોઈ ઝકાત લેનાર (નિર્ધન)ને "શોધવાનો" પ્રશ્ન ખડો થયો હતો ! ઈસ્લામે ગુનાહ ખોરી અને સજા અંગે આગવું દંડવિધાન રચીને સમાજને ગુનાખોરીની વિપરિત અસરોથી મૂકત કર્યો અને સલામતી પૂર્ણ માહોલની સ્થાપના કરી. અનુભવો જ આપણને બતાવે છે કે જ્યાં ઈસ્લામી દંડવિધાનનો અમલ જારી છે ત્યાંની તુલનાએ કહેવાતા પ્રગતિવાદી દેશોમાં અપરાધોનું પ્રમાણ અનેક ગણું વધારે છે. ઈસ્લામે માનવ સમાનતા અને માનવ એકતાનું દ્રઢતાપૂર્વક એ'લાન કર્યું અને વ્યવહારમાં પણ આ એકતાને સ્થાપી બતાવી. અલબત્ત, સમાનતા અંગેનો ઈસ્લામી દ્રષ્ટિકોણ સામ્યવાદ અને સમાજવાદ જેવા ખોખલા સિદ્ધાંતોની જેમ કોઈ માનવ ભેજાની નીપજ નથી, જેમાં દરેક વ્યકિતને સમાન અધિકારો આપવાની વાતો કેવળ શબ્દો સુધી મર્યાદિત હોય, ઈસ્લામી સમાજવાદ પોતાની આગવી શૈલી મૂજબ સમાજના કોઈ પણ સભ્યના અધિકારોનું વસ્ત્રાહરણ ન થાય તેની તકેદારી લે છે.

ઈસ્લામના પ્રારંભના યુગમાં ઈસ્લામી રાજ્યોના પ્રમુખ શહેરોમાં જેઓની વિદ્વતા અને ઉચ્ચતાની ચોપાસ કીર્તિ ફેલાયેલી હતી તે પૈકી મોટા ભાગના "ગુલામ" હતા. સમાનતાનું એક ઉત્તમ દ્રષ્ટાંત અંતિમ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માનવંત ફોઈના પૂત્રીના એક ગુલામ સાથેના લગ્નનું છે. ઈસ્લામે અલ્લાહની ઈબાદત અંગે પણ નિરાળો દ્રષ્ટિકોણ દર્શાવ્યો અને નર્યા ભૌતિકવાદી કે નર્યા સંસાર ત્યાગી વલણને અતિક્રમીને આલોક અને પરલોક (દુન્યા–આખિરત) વચ્ચે સમતુલા સ્થાપી. સંસાર વિના માનવીની પ્રકૃતિને ધર્મ ઉપર અડગ રાખવી શકય નથી આજ કારણ છે કે, અન્ય પ્રચલિત ધર્મોની કઠોર તપશ્ચર્યાઓ અને નીતિ નિયમોની સખ્તાઈથી તંગી અનુભવતી માનવતા ઈસ્લામના સરળ અને સાદા જીવન સંવિધાન તરફ વળી અને બહુ જ ટુંકા ગાળામાં ઈસ્લામ એક વિશ્વવ્યાપી સિદ્ધાંત તરીકે જગતના ખૂણે–ખૂણે પહોંચી ગયો અને માનવતાની બગડેલી ગઈ કાલ એક સમૃદ્ધ વર્તમાનના સ્વરૂપમાં ફેરવાઈ ગઈ.

# પ્રકરણ–૨

## વિભિન્ન યુગોમાં સ્ત્રીના અધિકારોની દુર્દશા

સ્ત્રી એ સર્જનહારનું રમણીય અને નાજુક સર્જન છે અને પ્રત્યેક યુગમાં તે પુરૂષ માટે જીવન રથના બીજા પૈડા સમાન રહી છે. સ્ત્રી વિના પુરૂષનો સંસાર અસાર બનીને જ રહી જાય છે તે છતાં વિભિન્ન યુગોમાં સ્ત્રીની આ મહત્વપૂર્ણ હૈસિયતને વિસારી દઈને માનવ જાતિએ તેણીના અધિકારોનું નિર્દયતા પૂર્વક શોષણ કર્યુ. જગતની સભ્ય અને અસભ્ય જાતિઓએ ન તો સ્ત્રીઓ પ્રત્યે સન્માનની ભાવના દર્શાવી અને ન જ કોઈ પણ કક્ષામાં તેણીને ગણતરી લાયક ગણી. માનવ ઈતિહાસ ગવાહ છે કે, સ્ત્રીના અસ્તિત્વને કેટલીક જાતિઓમાં અપમાન જનક અને અશુભ સમજવામાં આવતું હતું. અબુધ લોકો તો ઠીક પણ મોટા મોટા ધાર્મિક વિદ્વાનોમાં પણ એક મુદત સુધી વાદવિવાદ ચાલ્યો કે, સ્ત્રીના શરીરમાં આત્મા છે કે નહીં ? કેટલીક જાતિઓમાં તો સ્ત્રીની મિલકત તરીકે આપ–લે થતી. નિર્દોષ બાળકીઓને જીવતી દાટી દેવામાં માનવીને કોઈ ખોટું કૃત્ય જણાતું ન હતું. ત્યાં સુધી કે, સ્ત્રી પક્ષના વૈવાહિક સંબંધો પણ લોકોની બિભત્સ માન્યતાઓના શિકાર બન્યા હતા.

સ્ત્રીના સ્થાન અને હૈસિયતનું સંપૂર્ણ વિશ્લેષણ મુખ્યત્વે ત્રણ તબકકાઓમાં પથરાયેલું છે. પ્રથમ તબકકો તો માનવજાતિની અસભ્યતા કાળનો છે. જેમાં સ્ત્રીઓનું અવમુલ્યન એની પરાકાષ્ઠાએ પહોંચ્યુ હતું. દ્વિતિય તબકકો ઈસ્લામના અંતિમ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના આગમન પછીનો છે જેમાં સ્ત્રી સમાજ જીવનના સન્માન જનક અને સમાનતાપૂર્ણ સ્થાને બિરાજેલી જોવા મળે છે. અને ત્રીજો તબકકો વૈચારિક ક્રાંતિ પછીનો છે જેમાં આધૂનિક યુગના મુલ્યોએ સ્ત્રીના સ્થાન અંગે વિવાદ ખડો કર્યો છે. અસભ્યતા કાળમાં સ્ત્રીઓની પરિસ્થિતિ

અને સ્થાન અંગે આપણે અહીં સંક્ષિપ્તમાં નિરીક્ષણ કરીશું, જેથી ઈસ્લામના સ્ત્રીઓ પ્રત્યેના ન્યાયપૂર્ણ દ્રષ્ટિકોણને સમજવા માટે એક આધાર મળી રહે.

# પ્રાચીન જાતિઓમાં સ્ત્રીનું સ્થાન

## સ્ત્રી : યુનાન (ગ્રીસ) સંસ્કૃતિમાં :

પ્રાચીન જાતિઓ પૈકી યુનાની સંસ્કૃતિની સભ્યતા સૌથી વધુ ભવ્ય જણાઈ આવે છે. આ સભ્ય જાતિમાં પણ સામાજિક, નૈતિક અને સૈદ્ધાંતિક દ્રષ્ટિએ સ્ત્રીની સ્થિતિ અત્યંત કફોડી હતી. પશુઓની માફક બજારોમાં તેનું વેચાણ થતું. વારસાઈમાં તેને પાઈનો પણ અધિકાર ન હતો. લગ્ન અને લગ્ન વિચ્છેદનો સંપૂર્ણ અધિકાર પુરૂષના તાબામાં હતો. સોક્રેટીસ તો સ્ત્રીને અશાંતિની જડ સમજતો હતો. પ્લેટોનો મત હતો કે, દુરાચારીઓને મરણ પછી સ્ત્રીનો દેહ આપવામાં આવે છે ! સામાન્ય યુનાની પ્રજા એવું માનતી હતી કે સર્પદંશ અને આગથી દાઝવાનો ઉપાય થઈ શકે છે, પણ સ્ત્રીના ઝેરનો કોઈજ ઉપાય નથી. યુનાની મઠાધિપત્યમાં ધર્મવડા જ્યુપીટરે એવો તરંગ વહેતો કર્યો કે, સ્ત્રીનું અસ્તિત્વ જ નિરર્થક છે. કુદરતે ન જાણે કેમ પુરૂષોને સ્ત્રીઓના અવલંબન ઉપર છોડયા હશે ?

સ્ત્રીઓના સંદર્ભમાં આ પ્રકારની વિચારશરણીએ સામાન્ય યુનાની પ્રજાને સ્વાભાવિક રીતે જ સ્ત્રીઓ પ્રત્યે કઠોર બનાવી દીધી હતી અને અમર્યાદિત જાતીય સ્વચ્છંદતા ત્યાં સુધી પહોંચી હતી કે, લગ્નેત્તર જાતીય સંબંધો અને સજાતિય સંબંધો નૈતિકતાના પ્રમાણપત્ર હેઠળ સામાન્ય થઈ ગયા હતાં ! વેશ્યા પ્રથા એની પરાકાષ્ઠાએ પહોંચી હતી અને મોટા મોટા વિદ્વાનો, વિચારકો, ચિંતકો અને જુદી જુદી કળાઓના નિષ્ણાંતો ન માત્ર વેશ્યાબાજીના સમર્થક હતા, સ્વયં એમાં સપડાયેલા હતા. સમાજ અને રાજ્યની લગામ વેશ્યાઓના હાથોમાં હતી અને દરેક મહત્વની બાબતમાં અંતિમ નિર્ણય તે સ્ત્રી લેતી, જે વેશ્યાબાજીમાં વધૂ નિપૂણ હોય. અંતે

યુનાની ધર્મ વ્યવસ્થાએ પણ આ નિરંકુશ વાસના પરસ્તી સામે ઘૂંટણ ટેકવી દીધા. કામદેવની પૂજા થવા માંડી. કામવાસનાની પૂર્તિ માટે પ્રકૃતિ વિરૂદ્ધની પ્રથાઓ વ્યાપક હતી કળાકારોએ કળાના નામે આ પ્રકારની નગ્ન સભ્યતાને પથ્થરોમાં કોતરીને સભ્યતાના નામે લોકો સામે રજૂ કરી જેના નમૂના આજે પણ તત્કાલીન સંસ્કૃતિની બિભત્સતાની સાક્ષી પુરે છે.

નૈતિક વ્યવસ્થાના આ વાહકોએ સજાતીય સંબંધોને પરસ્પરની ગાઢ મૈત્રીનું માધ્યમ ગણાવ્યું. યુનાની સંસ્કૃતિના આ નૈતિક અધઃપતનનું પરિણામ ઈતિહાસના પાનાઓમાં મૌજૂદ છે કે, આ સંસ્કૃતિની ભવ્યતાનો યુગ એવી તીવ્રતા સહિત આથમી ગયો કે, ફરી વાર એનો ઉદય એના માટે કેવળ 'કલ્પનાઓનું સ્વર્ગ' જ સાબિત થયો.

## સ્ત્રી : રોમન સામ્રાજ્યમાં :

યુનાન પછી જે સંસ્કૃતિ પોતાની સભ્યતાની બુનિયાદ ઉપર જગત સામે ઉભરીને આવી તે રોમન સંસ્કૃતિ હતી. આ સંસ્કૃતિ પોતાની સભ્યતાના આરંભકાળમાં જો કે, સ્ત્રીઓના મૂળભૂત અધિકારો પ્રત્યે સજાગ રહી અને સામૂહિક ધોરણે સ્ત્રીઓનું નૈતિક ધોરણ પણ ઊંચુ રહ્યું, પરંતુ સમય વિતતા આ પરિસ્થિતિએ અચાનક પલટો ખાધો અને સ્ત્રીની એ જ દુર્દશા, જેણે યુનાનીઓનું પતન નોતર્યું હતું, રોમન સંસ્કૃતિ ઉપર પણ એક દુર્ભાગ્ય પૂર્ણ ભાવિ સહિત હાવી થઈ ગઈ. રોમન સમાજે સ્ત્રીઓની ચડતી અને પડતીના બે તબકકાઓ ભોગવ્યા. સ્ત્રીઓની પડતીના તબકકામાં સ્ત્રીઓ પુરૂષોના અત્યાચારોની નિર્દયતાપૂર્વક ભોગ બની. તે અહીં સુધી કે, લગ્ન જેવી પવિત્ર પ્રથાને પણ સ્ત્રીની ખરીદીનું માધ્યમ ઠેરવવામાં આવ્યું. સ્ત્રીની પોતાની કમાણી ઉપર પણ તેનો માલિકી હક ન રહ્યો. કોઈ પણ મામલામાં સ્ત્રીના અભિપ્રાયની કોઈ કિંમત ન હતી, તેની દશા ગુલામો અને બાળકો જેવી હતી. રોમન કાયદાની આ પ્રકારની રીતિએ પુરૂષોને સ્ત્રીઓ ઉપર અત્યાચાર ગુજારવાનું જાણે પ્રમાણપત્ર આપી દીધું હતું. પરિસ્થિતિ એ હદ સુધી

વણસી કે, સ્ત્રીઓની હાલત પશુઓ કરતાં પણ દયનીય થઈ ચૂકી હતી. અત્યાચારોની આ કંલક કથા જ્યારે અસહ્ય બની ગઈ ત્યારે સ્ત્રીઓનો આંતરીક જુસ્સો વિફર્યો અને જાણે પુરૂષો માટે પડતીનો યુગ આરંભાયો. સ્ત્રીઓ પ્રતિશોધ અને પ્રતિકારની પ્રચંડ જ્વાળાઓમાં ભભૂકવા માંડી. અને પુરૂષો ઉપર એવી હાવી થઈ ગઈ કે પોતાના પતિઓને પણ ઝેર આપવા માંડી.

લગ્ન કેવળ એક ઔપચારિકતારૂપ બની ગયું હતું, જે નજીવી બાબતમાં પણ વિચ્છેદ સુધી પહોંચી જતું. છુટાછેડા રમત વાત હતી. સ્ત્રીઓ પોતાના પતિઓની સંખ્યાને આધારે પોતાની ઉંમર ગણતી. આખી સમાજ વ્યવસ્થા સ્ત્રીપ્રધાન બની ચૂકી, જેમાં ધન દોલતનો માલીકી હક પણ સ્ત્રી પાસે હતો. તેણી પોતાના જ પતિઓને વ્યાજના ઉચ્ચ દરે નાણાં ધીરીને જાણે તેમને ખરીદવા માંડી. નૈતિક વ્યવસ્થા પડી ભાંગી. અને સ્ત્રીની સ્વતંત્રતા સ્વચ્છંદતા સુધી પહોંચી ગઈ. જાહેરમાં સ્ત્રીઓ નગ્નાવસ્થામાં સ્નાન કરતી અશ્લિલ અને બિભત્સ સાહિત્યએ કળાનું સ્થાન પ્રાપ્ત કરી લીધું. અંતે આ દુર્દશા રોમન સામ્રાજ્ય માટે મૃત્યુઘંટ પુરવાર થઈ.

## સ્ત્રી : યહૂદી સમાજમાં :

નૈતિકતાનું અવમુલ્યન અને ભૌતિકવાદની અમર્યાદ લાલસા એ યહૂદી સમાજની પ્રારંભથી જ વિશેષતા રહી છે. સ્ત્રીઓ પ્રત્યે ન્યાયપૂર્ણ વ્યવહારની તેમનાથી અપેક્ષા રાખવી એ "મુર્ખાઓના સ્વર્ગમાં" રાચવા બરાબર ગણાય. કેમકે, સ્ત્રી દ્વારા કોઈ આર્થિક લાભની શકયતાઓ નથી હોતી. ઉલટાનું સ્ત્રી ઉપર આર્થિક રીતે ખર્ચ કરવો પડતો હોય છે. આજ કારણ છે કે, યહૂદી સમાજમાં પુત્રીના જન્મને અશૂભ સમજવામાં આવતો હતો અને પુત્રીનું સ્થાન ઘરની નૌકરાણીની કક્ષાથી પણ નિમ્ન કક્ષાનું સમજવામાં આવતું હતું. ભાઈની હયાતીમાં બહેનની વારસાનો હક ન હતો. અને કયાંક જો વારસાનો હક અપાતો તો એ શર્તે કે, તેણી આંતરજ્ઞાતીય લગ્ન નહી કરે. પિતા પોતાની પુત્રીને વેચી પણ શકતો

હતો. હઝરત આદમ (અલ.) અને હઝરત હવ્વા(રદી.)ની જે ઐતિહાસીક ઘટના બની તેની જવાબદારી અને તેનું પરિણામ યહૂદી સમાજમાં જાણે સ્ત્રીને જ ભોગવવાનું આવ્યું હતું. યહૂદીઓ સ્ત્રીને પાપ અને ભૂલનું ઉદ્‌ગમ સ્થાન સમજતા હતા. એમના મતે હઝરત હવ્વા (રદી.) જ અક્ષમ્ય અપરાધી હતાં જે હઝરત આદમ (અલ.)ને જન્નતમાંથી ધરતી ઉપર ઉતારવાનું નિમિત્ત બન્યા હતાં.

યહૂદીઓના આધારભૂત નીતિ શાસ્ત્રમાં એવો ઉલ્લેખ છે કે, **પાપ** સર્વ પ્રથમ પત્નિની ચંચળતાને કારણે જ ઉદભવ્યું તેથી પતિને કુટુંબ વ્યવસ્થામાં વડો ઠેરવવામાં આવ્યો અને પત્નીને પતિના તાબા હેઠળ રાખવામાં આવી. યહૂદીઓના પ્રાચીન દ્રષ્ટિકોણ અનુસાર સ્ત્રી વીંછી સમાન છે, જે પ્રત્યેક પળે દંશ મારવાની જ વેતરણમાં રહે છે. સ્ત્રીઓ અંગેના એમના આ ક્ષતિયુકત દ્રષ્ટિકોણ એમની ધાર્મિકતાના અંશ બની ચૂકયા હતા. એમની બેઠકોમાં એવો વિવાદ ચાલતો હતો કે, શું સ્ત્રીને પણ ખુદાની પ્રાર્થનાનો અધિકાર ખરો ? આકાશી રાજ્યમાં અને જન્નતમાં શું સ્ત્રી પ્રવેશ મેળવી શકે ખરી ? પરિણામ સ્વરૂપ તેઓ સ્ત્રીને માનવની કક્ષામાં જ ગણતા ન હતા, એમનો મત હતો કે, સ્ત્રી માત્ર પુરૂષની સેવાચાકરી અને ગુલામી માટે જ સર્જવામાં આવી છે અને તેણી માટે હસવું, બોલવું પણ પ્રતિબંધિત હોવું જોઈએ.

તવરાતમાં છે "જ્યારે કોઈ પુરૂષ સ્ત્રીને પરણી લાવે ત્યારે એમ થાય કે, જો તેને તેનામાં કંઈ નાલાયક વાત માલુમ પડયાથી તેણી તેની નજરમાં કૃપા ન પામે તો તે તેણીને ફારગતી લખી આપે ને તે ફારગતી તેણીના હાથમાં મૂકીને તેણીને પોતાના ઘરમાંથી કાઢી મુકે. (પવિત્ર શાસ્ત્રઃ જુનો કરાર) યહૂદીઓ તવરાતના આ વર્ણનોને આધારે તલાકને ખેલ સમાન બનાવીને નજીવા કારણોસર પણ સ્ત્રીને તલાક લખી આપતા અને સ્ત્રી બાપડી તલાક પ્રથાની આવી દુર્ગતિથી એટલી ત્રસ્ત થઈ ચૂકી હતી કે, કઈ ક્ષણે તેનો પતિ તેના હાથમાં છુટાછેડાનું લખાણ મૂકી દે તે નકકી ન હતું.

## સ્ત્રી : ખ્રિસ્તી સમાજમાં :

ઈસાઈયતે પશ્ચિમી જગતમાં વ્યાપેલા નૈતિક દુષણો અને મુલ્ય વિનાશને સ્થાને સામાજિક સ્વચ્છતાને સ્થાપવા માટે મહત્વપૂર્ણ યોગદાન આપ્યું. જાતીય સ્વચ્છંદતાને અંકુશિત કરી અનૈતિક ધોરણે ચાલતા વ્યાપારી અડ્ડાઓને કુશળતા પૂર્વક ખતમ કર્યા. અને તેના સ્થાને એક પવિત્ર સમાજ વ્યવસ્થાનો પ્રસ્તાવ લોકો સમક્ષ રજૂ કર્યો. પરંતુ સ્ત્રી અને જાતીય સંબંધોના સંદર્ભમાં ઈસાઈ વડાઓનો દ્રષ્ટિકોણ માનવ પ્રકૃતિથી તદ્દન વિરુદ્ધ અને ખામી યુકત હતો. સ્ત્રી અંગે તેમનો દ્રષ્ટિકોણ એ હતો કે તે પાપોનું મૂળ છે. અને માનવજાતિ ઉપર આપત્તિઓનો પ્રારંભ તેના જ કારણે થયો છે. સ્ત્રીએ પોતાના સૌંદર્ય અને નમણીયતા ઉપર પસ્તાવું જોઈએ, કેમ કે એ શયતાનના શસ્ત્રો છે, વળી ખ્રિસ્તી માન્યતા અનુસાર સ્ત્રીએ સતત પ્રાયશ્ચિત કરતા રહેવું જોઈએ કેમકે, મુસીબતો તેણીના જ કારણે આવે છે. ક્રાયસોસ્ટમ કે, જે ખ્રિસ્તી વડાઓ પૈકીનો એક છે તેના મત અનુસાર સ્ત્રી એક અનિવાર્ય અનિષ્ટ, એક જન્મજાત છેતરપીંડી, એક પ્રચ્છન્ન વિપત્તિ અને એક સુશોભિત મુસીબત છે.

ઈસાઈઓના સામાજિક સંબંધોની આચાર સંહિતામાં લગ્ન અને દામ્પત્ય જીવન એક અપરાધ ભર્યું કૃત્ય છે. જેમાં ભાત-ભાતની યુકિતઓ દ્વારા લગ્નજીવનની ખરાબીઓ સામાન્ય પ્રજા સામે લાવવામાં આવે છે. ઉદાહરણ તરીકે એક એવો નિયમ પણ ઘડવામાં આવ્યો કે, ચર્ચના સામૂહિક મિલનમાં તે પતિ-પત્ની ભાગ નથી લઈ શકતા જેમણે આગલી રાત્રે શારીરિક સહવાસ માણ્યો હોય. જાણે પતિ-પત્ની વચ્ચેનો શરીર સંબંધ પણ એક ગુનાહિત કૃત્ય છે. જેના આચરણ પછી કોઈ પણ ધાર્મિક વિધિમાં ભાગ લઈ શકાતો નથી. નિર્મળ ધાર્મિકતા યુકત જીવન માટે બ્રહ્મચર્યને જરૂરી ગણવામાં આવતું અને લગ્નથી દૂર ભાગવામાં નૈતિકતાની સુરક્ષા સમજવામાં આવતી હતી. આ પ્રકારના ક્ષતિપૂર્ણ દ્રષ્ટિકોણોને ધર્મના

આંચળા હેઠળ વ્યાપક બનાવવાના પરિણામે કુટુંબ વ્યવસ્થા દુષ્પ્રભાવિત થઈ ગઈ અને ઘરો વેરાન થવા માંડયા,વાસનાઓના દમનમાં અતિરેક ત્યાં સુધી પહોંચ્યો હતો કે, સ્ત્રીઓ સન્યાસીપણામાં ગર્વ અનુભવતી અને પાદરીઓની સેવિકાઓ તરીકે જીવન વીતાવી દેતી. પરંતુ વાસનાઓને આ પ્રકારે કચડી દેવાના પ્રયાસોએ ઉલટું જ સ્વરૂપ ધારણ કરી લીધું અને કામતૃપ્તિ માટે અપ્રાકૃતિક અને અનૈતિક પ્રથાઓ આરંભાઈ ગઈ.

ધર્મસ્થળો વિલાસ અને વૈભવના છૂપા અડ્ડાઓ બની ગયા, ખ્રિસ્તી દ્રષ્ટિકોણને કારણે લગ્નવ્યવસ્થાને સ્થાને લગ્નેતર જાતીય સંબંધોએ જોર પકડી લીધું. કહેવાતા બ્રહ્મચારી પાદરીઓ દ્વારા હઝારો સ્ત્રીઓ ચારિત્ર્યભ્રષ્ટ થઈ. આજ કારણે શાસનતંત્ર દ્વારા અનીતિના ધામ બની ચૂકેલા કેટલાક ધર્મ સ્થાનોને તાળાં મારી દેવાનો નિર્ણય લેવામાં આવ્યો. સેંકડો સ્ત્રીઓને વિના કારણે મૃત્યુંને ઘાટ ઉતારી દેવાના બનાવો પણ ખ્રિસ્તી ઈતિહાસની કલંક કથાની સાક્ષી પૂરે છે. અગિયારમી સદી સુધી યુરોપમાં સ્ત્રીનું વેચાણ થતું હતું. અને ઈ.સ. ૧૫૬૭ સુધી સ્ત્રીને કોઈ પણ વસ્તુનો માલીકી હક પ્રાપ્ત ન હોવાના ઉલ્લેખો જોવા મળે છે. છેવટે આ પ્રકારની અન્યાય પૂર્ણ પ્રથાઓને કારણે સ્ત્રીમાં પ્રતિકારની ભાવનાઓ ઉગ્ર બની અને પરિણામ સ્વરૂપ આજે યુરોપ સ્ત્રીની સ્વચ્છંદ અને અનૈતિક વર્તણુંકથી એટલું બધું ખિન્ન છે, જેટલું આ અગાઉ કદી ન હતું.

## સ્ત્રી : ઈસ્લામ પૂર્વે અરબસ્તામાં :

ઈસ્લામના આગમ પૂર્વે અરબસ્તાનમાં સ્ત્રીનો જીવનનો અધિકાર પણ કચડી નાંખવામાં આવ્યો હતો. નિર્દોષ બાળકીઓને જન્મતા વેંત જીવતી દાટી દેવામાં આવતી હતી. સંપત્તિની માફક સ્ત્રી વારસામાં વહેંચાતી હતી. અહીંયાં સુધી કે, તે ગીરવે પણ મૂકવામાં આવતી હતી. ચારિત્ર્યહિન સ્ત્રીઓ પોતાની આગવી ઓળખ માટે પોતાના ઘરો ઉપર પોતાની ચારિત્ર્યહિનતા

સૂચવતા ધ્વજ ફરકતા રાખતી હતી. સાહિત્ય અન કાવ્યકલાના નામે સ્ત્રીઓના શરીર સૌંદર્યની અત્યંત અશ્લિલ ઢબે અભિવ્યકિત થતી હતી. જમાઈ બનવાને અતિ અપમાન જનક સમજવામાં આવતું હતું. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) નું કથન છે કે, અરબના અજ્ઞાનતા કાળમાં જ્યારે સ્ત્રી બાળકને જન્મ આપવાના આખરી તબકકામાં હોતી ત્યારે તેણીને એક ખાડા પાસે લઈ જવામાં આવતી હતી, જો પુત્ર જન્મે તો ઠીક, નહી તો તે ખાડો તાજી જન્મેલી બાળકીની કબર બની જતો હતો.

હઝરત ઉમર (રદી.) ફરમાવે છે કે, ઈસ્લામ પૂર્વે અમે સ્ત્રીને ફુટી કોડીની સમજતા હતા. તેનાથી ન તો કોઈ સલાહ-સૂચન મેળવતા હતા અને ન જ તેને વારસાની અધિકારી સમજતા હતા , અનાથો પ્રત્યે દયાભાવ પણ ન હતો. વારસાની સંપત્તિ સશકત લડવૈયા નવયુવાનો વચ્ચે વહેંચાઈ જતી હતી. સ્ત્રીને એક નાપાક પ્રાણી ગણીને ચોકકસ સમય દરમિયાન તેને એક કોટડીમાં રાખવામાં આવતી હતી. પુત્રીની હત્યાના અવેજમાં પોતાની પુત્રી આપવામાં આવતી હતી જેથી હત્યા ક્ષમ્ય લેખાઈ જતી, અમર્યાદિત બહુપત્નીત્વ વ્યાપક હતું દસ-દસ, બાર-બાર પત્નીઓ એક પુરૂષના લગ્નમાં હતી. વ્યભિચાર એની સંપૂર્ણ ખરાબીઓ સહીત ફેલાયેલો હતો. જાતિય સ્વચ્છંદતાને પ્રતિષ્ઠા અને સન્માનનું પ્રતીક સમજવામાં આવતું હતું સાર એ કે, સ્ત્રી દરેક દ્રષ્ટિકોણથી અપમાન અને અવગણનાની છેલ્લી કક્ષા સુધી પહોંચી ચૂકી હતી.

## "સ્ત્રી" હિન્દુ ધર્મ વ્યવસ્થામાં :

હિન્દુ ધર્મ શાસ્ત્રોમાં દુનિયાને માયાજાળ કહેવામાં આવી છે. અને સાંસારિક સુખોથ દૂર રહેવાની તાકીદ કરવામાં આવી છે. આ પ્રકારના દ્રષ્ટિકોણની અસર સ્વાભાવિક રીતે જ સ્ત્રીના સન્માન અને પ્રતિષ્ઠા ઉપર પડી. પ્રાચીન હિન્દુ વ્યવસ્થામાં સ્ત્રીનું સ્થાન દાસી સમાન હતું અને પતિ તેના માટે દેવ હતો. પતિ પ્રત્યે તેને પોતાની તમામ લાગણીઓને કચડીને પણ નિષ્ઠા દાખવવી જરૂરી હતી. કેમકે, સ્ત્રી તેની દાસી તુલ્ય હતી. હિન્દુ ધર્મ વ્યવસ્થામાં મનુસ્મૃતિનું સ્થાન આચારસંહિતાનું છે. મનુના કાયદાઓ

હિન્દુ સમાજ વ્યવસ્થાના એક અંગરૂપ છે. આજે પણ હિન્દુઓ અહોભાવથી 'મનુભગવાન'ના નામથી તેમને ઓળખે છે. મનુના કાનૂનોની હિન્દુ સમાજમાં ગંભીર અસરો જોવા મળે છે.

મનુસ્મૃતિ જેવું નીતિ-નિયમો અને કાયદાનું પુસ્તક હિન્દુ ધર્મમાં કદાચ બીજું કોઈ નથી. મનુ મહારાજે સ્ત્રીઓ માટે જે સમાજિક નિયમો દર્શાવ્યા છે તે, સ્ત્રી સમાનતા અને સ્વતંત્રતાના પ્રત્યેક સમર્થકને ભારે આઘાત પહોંચાડે તેવા છે. મનુસ્મૃતિના પાંચમાં અધ્યાયમાં નારીની જવાબદારીઓનો ઉલ્લેખ કરવમાં આવ્યો છે. શ્લોક ૧૪૭- ૧૪૮- ૧૪૯માં જણાવાયું છે કે, સ્ત્રીએ પોતાના જીવનમાં સ્વતંત્ર રહેવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. બાળપણમાં પિતા ઉપર, લગ્ન પછી પતિ ઉપર અને પછી વૈધવ્યમાં સંતાન ઉપર જ તેના જીવનનું અવલંબન હોવું જોઈએ. સ્ત્રીઓના સ્વભાવ અંગે મનુસ્મૃતિના અધ્યાય ૯ ના શ્લોક નં. ૧૫, ૧૬, ૧૭માં ઉલ્લેખ છે કે, "બ્રહ્માની સૃષ્ટિના સર્જન સાથે જ વ્યભિચારીપણુ ચિત્તની ચંચળતા અને સ્નેહનો અભાવ સ્ત્રીઓના સ્વભાવના લક્ષણો બન્યા છે. મોહ, કામ, ક્રોધ, કુટિલતા, દુરાચાર, દ્રોહભાવ, સ્ત્રીના સ્વભાવ સાથે સંકળાયેલા દુર્ગુણો છે. ધર્મશાસ્ત્ર માને છે કે, સ્ત્રીઓની વૈદિકમંત્રોથી સંસ્કાર ક્રિયા ન થઈ શકે. વળી, તેમને વેદ કે સ્મૃતિઓના અભ્યાસનો અધિકાર નથી, તેથી તેઓ અસત્ય જેવી જ અશુભ છે.

અધ્યાય-૫ ના શ્લોક ૧૫૧, ૧૫૩, ૧૫૫ માં તે કહે છે કે, સ્ત્રીને માટે તેના પતિ કદરૂપો છે કે, સ્વરૂપવાન તે મહત્વનું નથી. તેની ઉંમર પણ મહત્વની નથી. માત્ર તે પુરૂષ છે અને તેણીને તેના પિતા કે ભાઈએ લગ્નમાં આપેલ છે તે બાબત જ સ્ત્રી માટે પુરતી છે. આગળ મનુ કહે છે કે, સ્ત્રીએ પોતાના પતિને ઈશ્વર માનીને પૂજવો જોઈએ, એટલું જ નહીં તેનામાં કોઈ ભલાઈ હોય કે, ન હોય, અથવા તે પરસ્ત્રી સાથે ભોગવિલાસ લુંટતો હોય; તો પણ તેને વફાદાર રહેવું જોઈએ. અધ્યાય ૩ના શ્લોક ૮, ૯ માં મનુ જણાવે છે કે, પુરૂષે જે સ્ત્રીના વાળ લાલ હોય,

રૂંવાટા વિનાની માંજરી આંખોવાળી હોય તેની સાથે લગ્ન ન કરવા. જો સ્ત્રી જાડી હોય, દુબળી હોય, લાંબી હોય, ઠીંગણી હોય, ખોડવાળી હોય કે, કજીયાખોર હોય તો તેવીને પણ પરણવી નહીં. પતિ–પત્નીના સંબંધો અંગે મનુ મહારાજ અધ્યાય ૪ ના શ્લોક નં. ૪૩માં જણાવે છે કે, પુરૂષે પત્નીની ગેરહાજરીમાં જમવું જોઈએ. તેણી સાથે એક પ્લેટમાં ન જમવું. વળી, પત્ની જમતી હોય કે, બગાસાં કે, છીંક ખાતી હોય ત્યારે પણ તેણીને જોવાની મનાઈ ફરમાવી છે.

મનુ શાસ્ત્રમાં છૂટા છેડા જેવો કોઈ શબ્દ જ નથી. જો કે, પત્ની વામણી કે, રોગિષ્ઠ હોય તો પતિ તેણીનો ત્યાગ કરી શકે છે (અધ્યાય ૯ શ્લોક ૭૩) સ્ત્રી માટે પુનઃલગ્ન ઉપર મનુસ્મૃતિએ પ્રતિબંધ લાદેલા છે. આજ કારણે હિન્દુ સમાજમાં વિધવા વિવાહને અશુભ લેખવામાં આવે છે. અધ્યાય ૯ શ્લોક ૧૫૭ માં જણાવવામાં આવ્યું છે કે, વિધવાએ પરપુરૂષનું નામ પણ ન ઉચ્ચારવું જોઈએ અને શુધ્ધ ફળો, ફૂલોને કંદમૂળના આહાર ઉપર જ શેષ જીવન વીતાવવું જોઈએ.

હિન્દુ સમાજ વ્યવસ્થા સ્ત્રીના અલગ વ્યકિતત્વને માન્ય રાખવાની તરફેણમાં નથી. વારસામાં તેને કોઈ અધિકાર ધર્મ વ્યવસ્થા દ્વારા ન મળ્યો. પ્રોફેસર એન. સી. મહેતા લખે છે કે, **"હિન્દુ સમાજ સ્ત્રીના અલગ અને સ્વતંત્ર વ્યકિતત્વને માન્ય રાખતો ન હતો ખાસ કરી સ્ત્રી પરિણિત અથવા વિધવા હોય."** ત્યારે તો સ્વતંત્રતા તેણી માટે સ્વપ્ન સમાન હતી. તેમના કથન અનુસાર, સ્ત્રી અને પુરૂષ એકમેક માટે અવિભાજ્ય વ્યકિતત્વ છે. બંને મળીને એક કુટુંબ અને એક વ્યકિતત્વ બને છે. પછી સ્ત્રી માટે અલગ વારસાહકનો શો અર્થ? વળી સતી પ્રથાએ તો હિન્દુ વ્યવસ્થાના માળખા અંગે જ વિવાદ સર્જયો હતો, પતિના મૃત્યું પછી પતિ સાથે અગ્નિ સ્નાન એ જ સ્ત્રી માટે મુકિતનું સાધન ગણાતું. અને સતી થનાર સ્ત્રીને દેવીનું સ્થાન મળતું. ઈન્ડિયન કાઉન્સિલ ઓફ સોશ્યલ સાયન્સ (Indian Council Of Social Science) દ્વારા ભારતીય સમાજમાં સ્ત્રીના સ્થાન અંગે સંશોધન કર્યા પછી, જે. પી.

નાયકે જે સંશોધન અહેવાલ રજૂ કર્યો હતો તેમાં પણ જણાવવામાં આવ્યું છે કે, હિન્દુ સમાજમાં સ્ત્રીઓને સંખ્યાબંધ અશુભ તત્વોનું નિમિત્ત ઠેરવવામાં આવી છે.

બૌદ્ધ અને જૈન મત દ્વારા જોગીપણા અને સંસારત્યાગને અસાધારણ મહત્વ આપવામાં આવ્યું. બ્રહ્મચર્યને આત્માની શુદ્ધિ અને મુકિતનું સાધન ઠેરવવામાં આવ્યું. આ દ્રષ્ટિકોણની અસર સ્ત્રીના સન્માન ઉપર પડી અને ગેર કાયદેસર જાતિય સંબંધોએ વરવું સ્વરૂપ ધારણ કર્યું. ધર્મ વ્યવસ્થા દ્વારા લગ્નને એક ધિકકારપાત્ર પ્રથાનું સ્થાન મળ્યું હોવાથી ગેરકાનુની જાતિય સંબંધોએ સમાજ વ્યવસ્થા છિન્ન-ભિન્ન કરી નાંખી. અને સ્ત્રીઓ પતનની ઊંડી ગર્તાઓમાં ધકેલાઈ ગઈ. મનુસ્મૃતિ આધારિત સમાજ વ્યવસ્થામાં સ્ત્રીઓ મૂલ્યહીન બનીને રહી ગઈ હતી અને આ દુર્દશા ત્યાં સધી પહોંચી હતી કે, માસિક સ્ત્રાવ અને પ્રસુતિના સમયગાળામાં સ્ત્રીને અશુભ અને અપવિત્ર ઠેરવવામાં આવી અને તેણીને એક અલગ ખૂણામાં અસ્પૃશ્ય બનીને પડી રહેવું પડતું. ૧૮૫૬ ઈસ્વી માં કાયદા દ્વારા સ્ત્રીને પુનઃલગ્નનો અધિકાર આપવામાં આવ્યો. રાજા રામ મોહનરાય વગેરે જેવા સમાજ સુધારકોએ ચલાવેલા અભિયાનોને કારણે જો કે, સતી પ્રથા અને વિધવા વિવાહ નિષેધ જેવા કુરિવાજો દૂર થયા હતા અને કેટલાક સુધારાઓને કારણે સ્ત્રી ઉપરના પ્રતિબંધો અને બંધનો હળવા બન્યા. પરંતુ સમગ્રપણે સ્ત્રીનું વ્યકિતત્વ એની પ્રાકૃતિક ઢબે તો ન જ વિકસી શકયું. ભારતની સ્વતંત્રતા પછી બંધારણે સ્ત્રીને વિશેષ અધિકારો અને સ્થાન આપ્યા. પરંતુ વ્યવહારમાં હિન્દુ સ્ત્રી આજે પણ ભારે દયનીય હાલતમાં જીવન વિતાવી રહી છે. આ આધૂનિક યુગમાં પણ સમાજિક અન્યાયોને કારણે હિન્દુ સ્ત્રીઓના અપમૃત્યુની ઘટનાઓ દરરોજ વર્તમાનપત્રોના પાને ચમકતી જ રહે છે.



# પ્રકરણ-૩

## ઇસ્લામમાં સ્ત્રીનું સ્થાન

સ્ત્રીઓ પ્રત્યેના સંસારની જાતિઓના આ પ્રકારના નિમ્ન અને નીંદનીય દ્રષ્ટિકોણની તુલનામાં ઈસ્લામે સ્ત્રી જાતિ વિશે એક અત્યંત સ્પષ્ટ પ્રાકૃતિક અને ન્યાય આધારિત અભિગમ રજૂ કર્યો અને એ મૂજબ જ નીતિ તિયમો પણ નિર્ધારિત કર્યા. વળી, સ્ત્રીની વિભિન્ન પરિસ્થિતિઓને નજર સમક્ષ રાખીને તેણીના અધિકારો અને કાર્યક્ષેત્રનું સીમાંકન પણ સંતુલીત ઢબે કર્યુ. ઈસ્લામના પયગમ્બરે (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) આજીવન સ્ત્રીઓના અધિકારોના રક્ષણ અને પૂર્તિ માટે ભારપૂર્વક ચેતવણીઓ આપી. જીવનની આખરી ક્ષણોમાં કરેલી વસિયતમાં પણ સ્ત્રીઓના અધિકારોનો વિશેષપણે ઉલ્લેખ કર્યો. અહીં કુર્આન અને હદીષના પ્રકાશમાં સ્ત્રીઓના સ્થાન અને હૈસિયતનું અવલોકન કરવું પ્રાસંગિક લેખાશે, જેથી ઈસ્લામમાં સ્ત્રીઓની સન્માનજનક સ્થિતિથી અજાણ એવી પ્રત્યેક વ્યકિત સામે વાસ્તવિકતા સ્પષ્ટ થઈ જાય.

### (૧) માનવીય હૈસિયતથી સ્ત્રી ઇસ્લામમાં :

ઈસ્લામનું એ'લાન છે કે, સ્ત્રી અને પુરૂષમાં મૂળભૂત માનવીય અવસ્થાની દ્રષ્ટિએ કોઈ જ અંતર નથી. સૃષ્ટિના સર્જનહારે સ્વયં જાહેરાત કરી દીધી છે કે, **"તમને એક જ વ્યકિતમાંથી પેદા કર્યા અને પછી તેમાંથી તમારા જોડાં પૈદા કર્યા."** આનો સ્પષ્ટ અર્થ એ થાય છે કે, મૂળભૂત માનવીય સ્થિતિમાં બંને વચ્ચે કોઈ ભેદભાવ નથી તેથી કોઈએ બીજા ઉપર ગર્વ કરવાનું કોઈ કારણ નથી. વળી, બંને જાતિઓનો ઉદ્‌ભવ

પરસ્પરના જાતિય મેળાપ દ્વારા થયો હોવાથી બંનેના સર્જનમાં પણ કોઈ ભેદભાવ યુકત અંતર નથી. આમ, માનવ હોવાની હૈસિયતથી નર અને નારી બંને સમાન છે. આ જ કારણ છે કે, કુર્આનમાં જ્યાં–જ્યાં માનવીની શ્રેષ્ઠતાનો ઉલ્લેખ છે ત્યાં સ્ત્રી અને પુરૂષનું અલગ અલગ વર્ણન નથી. સાર એ કે, માનવીય શ્રેષ્ઠતા, માનવીય ખૂબીઓ અને વિશેષતાઓ સ્ત્રી અને પુરૂષ બંનેને સમાન રીતે લાગુ પડે છે. વળી આલોક અને પરલોકના સન્માનો, સાધનો, અને ઉપકારોમાં પણ સ્ત્રી અને પુરૂષ વચ્ચે મૂળભૂત રીતે કોઈ જ અંતર નથી રખવામાં આવ્યું. સ્ત્રી માનવ હોવાની હૈસિયતથી દુનિયા અને આખિરતમાં પુરૂષની જેમ જ દરેક પ્રકારના અધિકારો ધરાવે છે. આ સામાન્ય રૂપરેખા ઉપરથી જ ઈસ્લામનો સ્ત્રીઓ પ્રત્યેનો દ્રષ્ટિકોણ કેટલો ન્યાયપૂર્ણ છે તે સમજી શકાય છે.

## (૨) સ્ત્રી : સ્ત્રી હોવાની હૈસિયતથી :

અલ્લાહની નજરે આ નાજૂક–નમણી માનવીય પ્રકૃતિનું સ્ત્રી હોવાની હૈસિયતથી શું સ્થાન છે ? કુર્આનમાં તેની આ હૈસિયતને અદ્‌ભૂત અંદાજમાં વર્ણવતા સુષ્ટિનો સર્જનહાર ફરમાવે છે. **"લોકો માટે સ્ત્રીઓ પ્રિય બનાવી દેવામાં આવી છે."** અર્થાત પ્રકૃતિના ઘડવૈયાએ મૂળભૂત રીતે જ સ્ત્રીના વ્યકિતત્વ અને પ્રકૃતિમાં સૌંદર્ય અને સૌમ્યતાનું તત્વ વણેલુ છે, જેથી તેણી સ્વાભાવિક રીતે જ પુરૂષની દ્રષ્ટિમાં પ્રેમ અને લાગણીઓનું પ્રતીક બની ગઈ છે. અને તેની પ્રકૃતિમાં આકર્ષણનો ગુણ મૂકવામાં આવ્યો છે. વળી તેમ થવું પ્રાકૃતિક પણ હતું કેમકે તેમ કર્યા વગર નર–નારી જેવી પારસ્પરિક વિરોધી જાતિઓને એકમેક કરવાનું કામ અસંભવ હતું. સ્ત્રીનો આ ૠજુતાપૂર્ણ સ્વભાવ કૌટુંબિક જીવનમાં માનવીય ગુણોના વિકાસ અને વેગ માટે એક બળવાન શકિત પૂરવાર થયો છે. શારીરિક દ્રષ્ટિએ અબળા હોવા છતાં સ્ત્રી પુરૂષો માટે જીવનના દરેક ક્ષેત્રમાં " Freind, Philosopher & Guide" સમી પૂરવાર

થઈ છે. તેનું કારણ પણ સ્ત્રીનો આ જ વિશિષ્ઠ સ્વભાવ છે. સ્ત્રીની આ ખાસિયત વાસ્તવમાં એની જવાબદારી અને કાર્યક્ષેત્રને જોતાં અનિવાર્ય પણ જણાય છે. માનવવંશની વૃદ્ધિ, ઉછેર અને કેળવણીની જવાબદારી સ્ત્રીઓના જ શિરે લદાયેલી છે. આ બાબતને દ્રષ્ટિ સમક્ષ રાખીને અલ્લાહ તઆલાએ તેણીના સ્ત્રીત્વને ઉચ્ચતા અર્પી અને પુરૂષ માટે તેણીના સહવાસને અનિવાર્ય ઠેરવ્યો.

અલ્લાહના અંતિમ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ તો સ્ત્રીના સદ્‌ભાગ્યને સાર્થક ઠેરવતાં ફરમાવ્યું **"સ્ત્રી મારા માટે દુનિયામાં અત્યંત પસંદગી પાત્ર ઠેરવવામાં આવી છે."** અને સૃષ્ટિના સર્જનહારે ફરમાવ્યું **"તમારા માટે તમારી જાતિમાંથી જ જોડા પેદા કર્યા એટલા માટે કે, તમે તેણીઓ દ્વારા શાંતિ મેળવો"** સંસારની પ્રત્યેક વ્યકિત ચેન, માનસિક શાંતિ અને નિશ્ચિંતતાની શોધમાં છે. અને માનસિક સંતોષ અને તૃપ્તિ વિના કોઈ પણ વ્યકિતનું જીવન સાચા અર્થમાં જીવન નથી હોઈ શકતું; માત્ર અસ્થિરતાનો પર્યાય બનીને રહી જાય છે. સ્ત્રીની મહાનતા અને સ્થાન તો જુઓ કે સૃષ્ટિના સર્જનહારે પુરૂષો માટે સ્ત્રીને માનસિક તૃપ્તિ અને પરિતોષનું માધ્યમ બનાવી દીધી અને જીવનની લીલીસુકી અવસ્થાઓમાં પુરૂષની આંગળી ઝાલીને હૃદયનો ભાર હળવો કરનાર અસરકારક શકિત તરીકે સ્ત્રીને સન્માનિત કરી. આ કારણે ઈસ્લામના અંતિમ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ ફરમાવ્યું **"દુનિયાની સર્વશ્રેષ્ઠ સંપતિ શીલવાન પત્ની છે."**

કુર્આને સ્ત્રી અને પુરૂષને એક બીજા માટે પોશાક રૂપ ઠેરવીને બંને વચ્ચેની નિકટતા, સામીપ્ય અને આત્મીયતાને એક અતૂટ ઘાટ આપ્યો. પોશાક એ શારીરિક અને નૈતિક બંને દ્રષ્ટિએ સલામતીનું પ્રતીક છે. તેવી રીતે સ્ત્રી–પુરૂષનો સંબંધ પણ દામ્પત્ય સ્વરૂપે જીવનની પૂર્ણ સુરક્ષા માટે નિમિત્ત રૂપ છે. આ જ કારણે ઈસ્લામે લગ્નની જોરદાર હિમાયત કરી છે.

અને કેવળ વાસના પૂર્તિ માટેના ગેરકાયદેસર જાતીય સંબંધોની સખ્ત નિંદા કરી છે. કુર્આને માનવતાને સમજાવ્યું કે, દામ્પત્ય જીવન એ પ્રેમ અને આત્મીયતાપૂર્ણ સામાજિક મૂલ્યો ઉપર સ્થિત એવો ટકાઉ સંબંધ છે, તેનો હેતુ વાસનાઓની અમર્યાદિત વૃત્તિઓને બહેકાવવાનો નથી. સાર એ કે, સ્ત્રીને એ સ્થાન અર્પણ કર્યુ, જે એની પ્રકૃતિની માવજત માટે અનુરૂપ અને અનુકુળ છે. આ ભૂમિકા દ્વારા ઈસ્લામે સ્ત્રીઓ પ્રત્યેના સંસારની જાતિઓના દ્રષ્ટિકોણને જોરદાર આઘાત પહોંચાડયો અને સ્ત્રીઓના સન્માન અને ગૌરવને સદાને માટે સુરક્ષિત કરી દીધાં.

## (૩) સ્ત્રી : સામાજિક હૈસિયતથી :

ઈસ્લામે સ્ત્રીઓને સામાજિક દ્રષ્ટિએ કેટલું ઉચ્ચ સ્થાન આપ્યું છે તેનો અંદાઝ કુર્આનના આ શબ્દો દ્વારા આવી શકે છે. જેમાં સૃષ્ટિનો સર્જનહાર પુરૂષોને સંબોધીને આદેશ આપે છે. **"તેણીઓ સાથે ભલાઈ સહિત રહો"** કુર્આનના ભાષ્યકારો "ભલાઈ" શબ્દનું અત્યંત વિસ્તૃત વિવરણ કરતાં લખે છે કે, 'ભલાઈ'માં નમ્રતાપૂર્ણ વર્તાવ, આત્મીયતાનું પ્રદર્શન, પરસ્ત્રીગમનથી દૂરી, ઘરના નિભાવખર્ચની ઉદારતાપૂર્વક અદાયગી જેવી બાબતોનો સમાવેશ થાય છે. વળી સ્ત્રીના સ્વભાવની નાપસંદ બાબતોને સહન કરવાનું વલણ અપનાવવાની પણ એમાં સલાહ અપાએલી છે. ઈસ્લામના મતે લગ્ન સંબંધ એ પ્રેમ અને સહકાર ભાવનાનો સંબંધ છે. આ જ કારણે પ્રેમવિહિન શુષ્ક લગ્ન જીવન અંગે પોતાનું વલણ સ્પષ્ટ કરતાં કુર્આન કહે છે, **"તેણીઓને કેવળ ત્રાસ આપવા માટે રોકી ન રાખો "** સારાંશ, જો પતિને કોઈ કારણોસર પત્ની પ્રત્યે અણગમો થઈ જાય તો પછી પત્નીને લગ્ન જીવનના અધિકારોથી વંચિત રાખીને, ત્રાસ આપવાના હેતુસર જ પરાણે લગ્નસંબંધથી જોડી રાખવી યોગ્ય નથી.

સામાજીક વ્યવસ્થા મુખ્યત્વે એવી વ્યકિતઓ સાથે સંબંધ ધરાવે છે. જેની સાથે માનવી સ્વાભાવિક રીતે જન્મથી જ જોડાયેલો હોય છે. અને આવી વ્યકિતઓ સાથેનો આત્મીયતાપૂર્ણ સંબંધ સતત ટકાવી રાખવા માટે માનવી વિવશ હોય છે. દા.ત. વ્યકિત માટે સામાજિક જગતનો ઉદ્‌ભવ માતાની ગોદ દ્વારા થાય છે. માતાના વાત્સલ્ય અને હૂંફમાં વ્યકિત ઉછરે છે. ત્યાર બાદ પિતાની પ્રેમાળ છત્રછાયામાં તે કેળવાય છે. ધીરે ધીરે તેનું વાત્સલ્ય–વર્તુળ વિસ્તરતું જાય છે અને ભાઈ–બહેન, કાકા–મામા, દાદા–દાદી, ફોઈ–માસી વગેરે સાથેના પ્રેમાળ સહવાસ અને સાનિધ્યમાં માનવી પ્રસન્નતાપૂર્વક ઉછરે છે. આ સંબંધો એક પ્રાકૃતિક અને અનિવાર્ય બાબત છે. જેની રૂપરેખા પ્રકૃતિએ બાંધી છે. ઈસ્લામે પોતાના સામાજિક બંધારણમાં આ પ્રકારના સંબંધોની અદ્‌ભૂત ચીવટ દાખવી છે.

સ્ત્રી જ્યારે દામ્પત્ય જીવનમાં કદમ મૂકે છે ત્યારે પોતાની ઘરની જવાબદારીઓના કારણે તે પોતાના પિતૃપક્ષ સંબંધોથી જાણે દૂર ફેંકાઈ જાય છે પરંતુ ઈસ્લામી શરીઅતે સ્ત્રીને એ અધિકાર આપ્યો છે કે તેણી પોતાના નિકટના સંબંધીઓને મળવા ઈચ્છે તો પતિ તેને રોકવાનો અધિકાર નથી ધરાવતો. આ નિયમના આધારે જ પોતાની પુત્રી હઝરત ફાતિમા (રદી.)ને મળવા હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હઝરત અલી (રદી.)ના ઘેર જતા હતા. અને હઝરત અબુબક્ર (રદી.) તથા હઝરત ઉમર (રદી.) પોતાની પુત્રીઓને મળવા હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઘેર આવતા હતા. અહીં સુધી કે, અબુ સુફયાન (રદી.)એ ઈસ્લામ અંગીકાર કર્યો તે પહેલાં પણ પોતાની પુત્રી હઝરત ઉમ્મે હબીબા (રદી.) ને મળવા હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઘેર આવતા હતા. ઈસ્લામે સ્ત્રીને આપેલો આ અધિકાર પણ એની પ્રાકૃતિક જીવન દષ્ટિનું જ પરિણામ છે.

આજે સમાજ જીવનમાં કેટલાક એવા પ્રસંગો બને છે જેના કારણે પતિપક્ષ અને પત્નીપક્ષ વચ્ચેનાં સામાજીક સંબંધો કથળે છે. અને કયારેક તો આ બગડેલા સંબંધો ગંભીર સ્વરૂપ પણ ધારણ કરી લે છે. આવી નાજૂક પરિસ્થિતિમાં પત્નીની હાલત "સુડી વચ્ચે સોપારી" જેવી થાય છે. અને તે બિચારી માનસિક દ્રષ્ટિએ હતાશા તરફ ધકેલાઈ જતી હોય છે. પતિ અને પતિપક્ષના સંબંધીઓ પોતાની અંગત અદાવતોને કારણે સ્ત્રીને તેણીના પિયરપક્ષ જોડે સંબંધ ટકાવી રાખવાથી રોકે છે. આ મામલામાં ઈસ્લામે પત્નીની વહારે ધાઈ તેને આશ્વાસિત કરી છે કે, તુ લાગણી વિહીન પશુ નથી અને તારી લાગણીઓને કચડવાનો કોઈને હક નથી. ઈસ્લામે સ્ત્રીને આપેલો આ અધિકાર પ્રાથમિક દ્રષ્ટિએ તો સમાન્ય જણાય છે. પરંતુ સમાજ જીવનમાં બનતી ઘટનાઓ આ અધિકારના મહત્વને સાબિત કરી આપે છે.

જૂલાઈ ૧૯૯૩ના સંદેશ દૈનિક (વડોદરા)માં છપાએલી એક ઘટના અનુસાર પતિએ પત્નીને જીવતી સળગાવી દીધી અને કેવળ એમ કહીને કે તુ પિયર કેમ ગઈ ? આવા બનાવો સમયાંતરે છાપાઓમાં છપાતા જ રહે છે. જો કે પોતાને મળેલા આ અધિકારના આ ઓઠા હેઠળ કોઈ એવી પ્રવૃતિ કે ચેષ્ટા કરવાનો સ્ત્રીને હક નથી જે, એની ઈસ્લામી અસ્મિતાથી વિરૂદ્ધ હોય. કેમકે અધિકારનો દુરૂપયોગ ઈસ્લામના મતે કદી આવકાર્ય નથી.

## (૪) ઇસ્લામમાં સ્ત્રીનું વાણી સ્વાતંત્ર્ય :

ઈસ્લામે સ્ત્રી અને પુરૂષને સમાન રીતે વાણી સ્વાતંત્ર્ય આપ્યું છે. અને આ બાબતમાં સ્ત્રી–પુરૂષ વચ્ચે કોઈ એવો ભેદભાવ નથી રખાયો જેનાથી સ્ત્રીની વ્યકિતગત અસ્મિતા ઘવાતી હોય. પુરૂષની માફક જ સ્ત્રી પણ પોતાના સન્માનજનક મોભાની જાળવણી સહિત પોતાના અભિપ્રાયોની અભિવ્યકિત સ્વતંત્ર અને નિર્ભિક રહીને કરી શકે છે. આપ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના યુગમાં પુરૂષો જે રીતે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પ્રશ્નો પૂછી શકતા તેવી જ રીતે સ્ત્રીઓ પણ નિઃસંકોચ પોતાની મૂંઝવણો અને પ્રશ્નોને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સમક્ષ રજૂ કરી શકતી હતી. ખિલાફતે રાશિદહના સમય ગાળામાં મુસ્લિમ સ્ત્રીઓ માનવ સમુદાય સમક્ષ ઉપસ્થિત થઈને મુસ્લિમ વડા (ખલીફા) સમક્ષ પોતાના વિચારો અને મંતવ્યો નિઃસંકોચપણે વ્યકત કરતી હોવાના દ્રષ્ટાંતો ઈતિહાસના પાનાઓ ઉપર નિહાળી શકાય છે.

ઈસ્લામે સ્ત્રીને અર્પેલા વિચાર સ્વાતંત્ર્યના અધિકારનું જ આ પરિણામ હતું કે સ્ત્રીઓ પોતાના સ્વાભવિક ગમા–અણગમાઓની માવજત સહિત જીવી શકતી. તેનું એક જીવંત ઉદાહરણ હઝરત બરીરહ (રદી.) નામની ખાતૂન છે. જેમણે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ભલામણ છતાં પોતાના પતિ મુગીસ સાથે દામ્પત્ય સંબંધ ટકાવી રાખવાથી દિલગીરી વ્યકત કરી દીધી હતી જો કે પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની એ ભલામણ કોઈ આદેશના સ્વરૂપની ન હતી બલકે પતિ–પત્ની વચ્ચેના અંગત સંબંધોની પુનઃસ્થાપના માટેના એક પ્રયાસરૂપ હતી. હીજરી સન છમાં સદીમાં પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પુનિત પત્ની હઝરત આયશહ (રદી.) ઉપર કેટલાંક દ્રેષભાવી કપટચારીઓએ ચારિત્ર્ય ખંડનને લગતો હીનકક્ષાનો આરોપ મૂકયો તે ઘટના પણ અહીં ઉલ્લેખનીય છે. પોતાના વિરૂદ્ધ વહેતી કરાયેલી આ પાયાહીન ચર્ચાથી હઝરત આયશહ (રદી.) અત્યંત વ્યથિત અને ત્રસ્ત હતાં. હૃદયમાં પીડાની લાગણીઓ નિરંકુશ બનીને ઊંડે ઊંડેથી જાણે સમગ્ર ચેતનાઓને સળગાવી રહી હતી અને વ્યથિત લાગણીઓની આ પીડાઓ આંસુઓના સ્વરૂપમાં નિર્દોષ આંખડીઓ માંથી સતત ઝરી રહી હતી. પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ હઝરત

આયશહ (રદી.) ને ફરમાવ્યું "આયશહ ! જો તમે નિર્દોષ છો તો મને પ્રબળ વિશ્વાસ છે કે અલ્લાહ તમારી નિર્દોષતાની જાહેરાત કરશે જ. અને અગર તમારાથી આ પ્રકારની ભૂલ થઈ ગઈ હોય તો તમે અલ્લાહ સમક્ષ ભૂલનું પ્રાયશ્ચિત કરો" હઝરત આયશાહ (રદી.) એ ભગ્ન હૈયે પોતાના માતાપિતાને વિનંતી કરી કે તેઓ પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સમક્ષ આનો ખુલાસો કરે. માતાપિતાના વિવેકપૂર્ણ મૌનને જોતાં સ્વયં હઝરત આયશહ (રદી.) ના મુખેથી ખુલાસા તરીકે વ્યથાપૂર્ણ શબ્દો સર્યા. "અત્યારે મારી મનોસ્થિતિ હઝરત યાકૂબ (અલૈ.) જેવી છે અને હું કેવળ એટલું જ કહી શકું છું કે, જે કાંઈ તમે (અર્થાત લોકો) જાહેર કરો છો તેના ઉપર હું અલ્લાહની મદદ માંગુ છું"

હઝરત આયશહ (રદી.)ના કથન અનુસાર પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સ્પષ્ટતાની માંગણીને કારણે એમની વ્યથા અને મનોમંથન એકદમ તીવ્ર બની ગયાં અને હવે તેમનું હૃદય સંપૂર્ણ એકાગ્રતા સહિત તે મહાન હસ્તી તરફ કેન્દ્રિત થઈ ગયું કે જેની સમક્ષ ભૂત, ભવિષ્ય અને વર્તમાન ઉઘાડા છે. પોતાની એક નિર્દોષ અને આજ્ઞાંકિત બંદીની એક મૂક છતાં વ્યથાપૂર્ણ ફરિયાદને એનો માલિક ન સાંભળે એવું કેવી રીતે બને ? હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર દિવ્ય અવતરણ (વહી) થયું અને હઝરત આયશહ (રદી.)ની ચારિત્ર્યશીલતા અને નિર્દોષતાની જાહેરાત કરવામાં આવી. પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત આયશહ (રદી.)ને આ શુભ સમાચાર આપ્યા. હઝરત આયશહ (રદી.)ની માતા એ કહ્યું "તુ, હુઝૂર સલ્લલલાહુ અલયહિ વ સલ્લમનો પાડ માન" હઝરત આયશહ (રદી.)એ દઢતાપૂર્વક કહ્યું "હું તો સર્વ પ્રથમ મારા અલ્લાહનો પાડ માનું છું. અર્થાત હું તે માલિકની ૠણી છું જેણે મારી મનોવ્યથાઓ અને આંતરિક સંઘર્ષને પારખ્યો અને જે મારી ચારિત્ર્યક ઉચ્ચતાની વહારે

ધાયો. હઝરત આઈશહ (રદી.)એ પોતાના આ અભિગમને આચરીને બતાવ્યો અને સર્વ પ્રથમ અલ્લાહની હુઝૂર પોતાના શિશને ઝુકાવી દીધું. સ્ત્રીઓના વ્યકિત સ્વાતંત્ર્યનું આ ઉદાહરણ શું દર્શાવે છે ? ઈસ્લામે આપેલું વ્યકિત સ્વાતંત્ર્ય એ હદ સુધી પહોંચી શકે છે કે વ્યકિત અભિપ્રાયો અને મંતવ્યોમાં પોતાનાથી ઉચ્ચકક્ષાની વ્યકિત સાથે પણ મતભેદ કરી શકે છે.

**(૫) લગ્ન અને જીવનસાથીની પસંદગીમાં સ્ત્રીના અધિકારો :**

પુખ્ત વયની, સૂઝ બૂઝ ધરવતી મુસ્લિમ સ્ત્રીને પોતાના લગ્ન તથા જીવનસાથીની પસંદગીમાં ઈસ્લામે આપેલા વિશાળ અને ઉદાર અધિકારોથી ઈસ્લામનું સ્ત્રીઓ પ્રત્યેનું સન્માનજનક દ્રષ્ટિબિંદુ જ પ્રકાશમાં આવે છે. આ અધિકારોના પ્રભાવ–વર્તૂળમાં અનેક મુદ્દાઓનો સમાવેશ થઈ જાય છે. એ પૈકી, પુખ્ત વયની સ્ત્રીને એ અધિકાર પ્રાપ્ત છે કે, તેણી ઈસ્લામી અસ્મિતાના વર્તૂળમાં રહીને પોતાની મરજીથી જીવનસાથી તરીકે પોતાની પસંદગીનું પાત્ર કોઈ પણ પ્રકારના આવરોધ વિના શોધી શકે છે. અને આ સંદર્ભમાં સ્ત્રી એની જરૂરિયાતોના રખેવાળ અર્થાત વાલીની પરવાનગી કે, સૂચનાની પણ મોહતાજ નથી.

ઈસ્લામના લગ્નવિધાનની કલમ અનુસાર સ્વતંત્ર એવી પુખ્ત વયની સ્ત્રીના લગ્ન 'વાલી'ની પરવાનગી વિના ઉચિત અને કાયદેસર ઠેરવવામાં આવશે. એવી જ રીતે ઈસ્લામી લગ્ન વિધાનના કાનૂન મૂજબ કોઈ પણ વ્યકિતને એ અધિકાર પ્રાપ્ત નથી કે, સ્ત્રીની ઈચ્છા વિરૂદ્ધ ગમે તે પુરૂષ સાથે તેણીને લગ્ન કરવાની ફરજ પાડવામાં આવે, અને ન જ વાલીને એ અધિકાર છે કે, પુખ્ત વયની સ્ત્રીને વ્યકિત વિશેષ સાથે લગ્નસાથી તરીકે જોડાવવા વિવશ કરે, ભલે તે સ્ત્રી કુંવારી હોય. એ જ પ્રમાણે સ્ત્રીની પસંદગીને ઉચિત કારણો વિના નકારી દેવાનો તથા પસંદગીના પાત્ર સાથે જોડાવવા માંગતી સ્ત્રીના માર્ગમાં અડચણો ઉભી કરવાનો પણ કોઈને

અધિકાર નથી. દાખલા તરીકે મઅકલ ઈબ્ને યસારે જ્યારે પોતાની બહેનને તલાક આપનાર બનેવી સાથે પુનઃલગ્નગ્રંથિથી જોડવાનો અવિસ્કાર કર્યો, એ છતાં પણ કે બહેન પુનઃપોતાના આગલા પતિ સાથે લગ્ન સંબંધ બાંધવાની ઈચ્છુક હતી તો કુર્આન દ્વારા આ બોધનું અવતરણ થયું : **"તેણીઓને (પસંદગીના) પતિ સાથે જોડાવવાથી ન રોકો."**

તફસીરે મઝહરી નામક કુર્આનના વિવરણના સંપાદક જણાવે છે કે, આ સંબોધન પ્રત્યેક વ્યકિતને સ્પર્શે છે. અને તે અનુસાર, સ્ત્રીને પસંદગીના પાત્રથી લગ્ન દ્વારા જોડાતી અટકાવવાનો કોઈને પણ અધિકાર નથી. ઈસ્લામી લગ્ન વિધાનની એક કલમ આ પણ છે કે, જો કોઈ વ્યકિત સ્ત્રીને એની ઈચ્છા વિરૂદ્ધ પરાણે અણગમતા પુરૂષ સાથે પરણાવી દે તો, સ્ત્રીને એ અધિકાર પ્રાપ્ત છે કે, તેણી આ લગ્ન સંબંધને અસ્વીકૃત કરીને રદ કરી નાખે, અને આ પ્રકારના બળજબરીપૂર્વકના સંબંધોને ફગાવી દે. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રીતિથી આ બાબત સાબિત છે. એક વેળા એક યુવાન સ્ત્રીએ પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં આવીને કહ્યું કે, મારા લગ્ન મારા પિતાએ પોતાના ભત્રીજા સાથે કેવળ એ હેતુસર કરી દીધા છે કે આ લગ્ન સંબંધ દ્વારા તે પોતાની આર્થિક દુર્દશાને દૂર કરી શકે. આ શબ્દો સાંભળીને પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે સ્ત્રીને અધિકાર આપ્યો કે, તેણી ઈચ્છે તો આ લગ્ન માન્ય રાખે અથવા તેને ફગાવી દે. સ્ત્રીને ઈસ્લામે આપેલા આ આશ્ચર્યપ્રેરક અધિકારો તે યુગની વાત છે, જ્યારે સંસારની અન્ય જાતિઓ સાંસ્કૃતિક અધઃપતનની ગર્તાઓમાં ધકેલાયેલી હતી અને સ્ત્રીઓ અન્યાયપૂર્ણ માન્યતાઓનો શિકાર હતી.

### (૬) દામ્પત્ય જીવનને ટકાવવા અંગે સ્ત્રીનો અભિપ્રાય :

ઈસ્લામી શરીઅતે જે રીતે લગ્ન સંબંધ સ્થાપવા માટે સ્ત્રીને સ્વતંત્રતા આપી છે તેવી જ રીતે દામ્પત્ય જીવનની વિવિધ અવસ્થાઓમાં

પણ ઉચિત નિર્ણય લેવાની સ્વતંત્રતા અપર્ણ કરી છે. આ મૂજબ સ્ત્રી, લગ્ન જીવનમાં પતિની ક્રૂર સતામણીઓ અને અત્યાચારને મૂંગે મોઢે સહન કરી લેવા બંધાયેલી નથી. કેમકે, ઈસ્લામી દ્રષ્ટિકોણ અનુસાર સ્ત્રી કોઈ આત્મા વિનાનું પ્રાણી નથી અને ન જ એ એટલી બધી મૂલ્યહીન છે કે, એને રમકડું માની લેવામાં આવે. અલબત્ત ઈસ્લામે સ્ત્રીને આપેલો આ અધિકાર એવી ભાવના હરગિઝ નથી ધરાવતો કે, સ્ત્રી એની સ્વાભાવિક લાગણીશીલતાને વશ થઈ નજીવા કારણો કે, બહાના હેઠળ લગ્ન સંબંધને સમાપ્ત કરી દેવા ઈસ્લામી અદાલત સુધી પહોંચી જાય. હા, જે લગ્ન સંબંધ નિષ્ફળતાની એ હદ સુધી પહોંચે, જેમાં સ્ત્રી પોતાને ઈસ્લામના તકાજાઓ અનુસાર ઢાળવાથી વિવશ થઈ જાય તો તેવા લગ્ન સંબંધને સમાપ્ત કરવાનો તેણીનો પૂર્ણ અધિકાર છે. અને આ માટે તેણી ઈસ્લામી અદાલતના આંગણે ધા નાખી શકે છે, જે સંજોગોમાં ઈસ્લામે સ્ત્રીને લગ્ન વિચ્છેદ માટે ઈસ્લામી અદાલતના દ્વાર ખટખટાવવાની પરવાનગી આપી છે. તેનું વર્ણન "ઈસ્લામી તલાક પ્રથા" અંગેની ચર્ચામાં આગળ આપણે જોઈશું.

## (૭) મિલકતના અધિકારો અને મુસ્લિમ સ્ત્રી :

મિલ્કતને સ્પર્શતી બાબતોમાં ઈસ્લામે જે રીતે પુરૂષને સ્વતંત્રતા આપી છે તે જ રીતે સ્ત્રીને પણ સંપૂર્ણ સ્વતંત્રતા અર્પણ કરી છે. પોતાની સંપત્તિની માલિકીનો જ્યાં સુધી સવાલ છે, સ્ત્રીને ઈસ્લામ કોઈ પણ પ્રકારનો અન્યાય નથી કરતો. ખરીદ, વેચાણ, દાન અને અન્ય ખર્ચાઓ જેવી બાબતોમાં સ્ત્રી પુરૂષની જેમ જ સ્વતંત્ર છે. સ્ત્રીની આ સ્વતંત્રતામાં દખલગીરી કરવાનો હક ન તો સ્ત્રીનો પતિ ધરાવે છે, અને ન માતા-પિતા-સંતાનો કે, અન્ય સંબંધીઓ ધરાવે છે. આનું એક ઉદાહરણ 'મહ્ર' (લગ્ન રાશિ) છે. જેમાં માલીકી હક, કબજો, વપરાશ, વગેરેના અધિકારો સ્ત્રીને કોઈની પણ યુકિત-પ્રયુકિતઓ વિના પ્રાપ્ત છે. અહીં

સુધી કે સ્ત્રીના પિતાને પણ પુત્રીની લગ્ન રાશિ (મહર)થી કોઈ આશા રાખવાનો હક નથી. એવી જ રીતે વિભિન્ન સંબંધ–સ્ત્રોતો દ્વારા મળતી વારસાની મિલકત કે રકમ પણ સ્ત્રીની વ્યકિતગત માલિકીની જ ઠેરવવામાં આવી છે. જેમાં દખલગીરી કરવાનો અધિકાર ન તેણીના પતિને છે, ન અન્ય વારસદારને. કેમકે, ઈસ્લામના વારસા વહેંચણીના કાનૂનની કલમ અનુસાર વારસાનું ધન તે વ્યકિતને જ અપાય છે જે તેનો હકદાર હોય, વળી જે એનો માલિક પણ બની શકતો હોય. પોતાની અંગત માલિકીની સંપત્તિના ઉપયોગ માટે સ્ત્રી કોઈની પરવાનગી લેવા બંધાયેલી નથી. પોતે વિવેકબુદ્ધિ અને પ્રમાણભાન સહિત તેણી જે પ્રકારે ઈચ્છે, સંપત્તિનો ઉપયોગ કરવા સ્વતંત્ર છે.

એક વખત હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પ્રવાસ દરમિયાન હઝરત સફિય્યહ (રદી.)ના ઊંટને બિમાર નિહાળતા હઝરત ઝૈનબ (રદી.)ને ભલામણ કરી કે, તે પોતાના બે ઊંટમાંથી એક ઊંટ હઝરત સફિય્યહ (રદી.)ને આપે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ભલામણ હોવા છતાં હઝરત ઝૈનબ (રદી.)એ ઊંટ હઝરત સફિય્યહ (રદી.)ને ન આપ્યું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ માટે હઝરત ઝૈનબ (રદી.)ને કંઈજ ન કહ્યું. એક વેળા હઝરત ઉમ્મે સલમા (રદી.) એ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પૂછયું "હું મારી અંગત સંપત્તિમાંથી મારા સંતાનો ઉપર ખર્ચ કરૂં તો શું મને પુણ્ય મળી શકશે? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું "હા ખર્ચ કરો, પુણ્ય મળશે."

ઈસ્લામના ઈતિહાસમાં એવા સંખ્યાબંધ દ્રષ્ટાંતો જોવા મળે છે કે, સ્ત્રીઓએ પોતાની અંગત સંપત્તિમાંથી સાર્વજનિક હેતુઓ માટે નિઃસંકોચ નાણાંનો ઉપયોગ કર્યો છે. અને આ માટે તેણીઓને કોઈના રોષ કે ઠપકાનો શિકાર પણ નથી બનવું પડયું. સાર એ કે પોતાની

સંપત્તિ ઉપર સ્ત્રી સંપૂર્ણપણે વાલીપણું ધરાવે છે. અને આ વાલીપણા હેઠળ જો તેણી પોતાની સંપત્તિનો ઉપયોગ કરે તો કોઈને એ અધિકાર નથી કે તેણી પાસે આ માટે જવાબ માંગે અને ન તો સ્ત્રી આ પ્રકારે જવાબ આપવા બંધાયેલી છે.

## (૮) રાજકીય બાબતોમાં સ્ત્રીની ભૂમિકા :

ઈસ્લામે રાજકારણને સ્પર્શતા પરિબળોમાં પણ સ્ત્રીની ભૂમિકા અને અભિગમને કચડી નાખ્યા નથી. અન્ય ક્ષેત્રોની જેમ રાજકીય બાબતોમાં પણ મુસ્લિમ સ્ત્રી પોતાની શકિત, સમજ અને પરિપકવતાનુ નિ:સંકોચ પ્રદર્શન કરી શકે છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જીવનકાળમાં મુસ્લિમ સ્ત્રીઓની રાજકારણ પ્રત્યેની અભિરૂચિને કોઈ પણ અવરોધ વિના વિકસવાની તક મળી. આ જ કારણ છે કે, તત્કાલીન મુસ્લિમ સ્ત્રીઓમાં મુત્સદીગીરી અને રાજકીય કુનેહના આપણને દર્શન થાય છે. સ્ત્રીઓથી રાજકીય બાબતોમાં અભિપ્રાયો અને સૂચનો પણ લેવામાં આવતાં હતાં અને તેણીઓ મૂકત ઢબે કોઈ સંકોચ વિના ગંભીરતાપૂર્વક પોતાના મંતવ્યો પણ રજૂ કરતી હતી. ઈસ્લામી રાજ્યના શત્રુઓને જ્યારે કેટલીક સ્ત્રીઓ શરણ આપતી હતી ત્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ બાબતને સંજોગોની ચકાસણી પછી સમર્થન પણ આપતા.

સ્ત્રીઓ 'જિહાદ' માં પણ ભાગ લેતી એ છતાં પણ કે 'જિહાદ' તેણીઓ માટે ફરજિયાત ન હતો. યુદ્ધકેદીઓ પ્રત્યેના વર્તાવ અંગે પણ સ્ત્રીઓ સૂચનો આપતી. જરૂર પડયે ઈસ્લામી રાજ્યના શત્રુઓ વિરૂદ્ધ સંઘર્ષ માટે પણ સ્ત્રીઓ પોતાની જાતને રજૂ કરતા અચકાતી ન હતી. ઈતિહાસમાં તેના સંખ્યાબંધ ઉદાહરણો મૌજૂદ છે. હુદેબિયહની સંધિ વખતે જ્યારે મુસલમાનો શત્રુ પક્ષ પત્યેના હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)ના કુણા અને ઉદાર વલણથી નિરાશ હતા ત્યારે તેમની નિરાશાને ખંખેરવામાં ઉમ્મે સલમા નામના માનવંત ખાતૂનનું સૂચન જ અસરકારક સાબિત થયું હતું. અબુ તાલીબના પુત્રી હઝરત ઉમ્મે હાની (રદી.)એ મકકા વિજય વખતે શત્રુપક્ષની બે વ્યકિતઓને શરણ આપ્યું હતું, જેને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પણ માન્ય રખ્યું.

હઝરત ઉમર રદી.ના ખિલાફતકાળમાં એક વખત રાત્રિ ફેરા દરમિયાન એક મકાનમાંથી એક સ્ત્રીનો એવો સૂર સાંભળ્યો, જેનો ભાવાર્થ વાંધાજનક જણાતો હતો. હઝરત ઉમર રદી.એ બારણું ખટખટાવતા અવાઝ બંધ થઈ ગયો હઝરત ઉમર (રદી.)ને શંકા ગઈ કે, મકાનમાં કોઈ ગુનાહિત કૃત્ય આચરાઈ રહ્યું છે. હઝરત ઉમર (રદી.) દિવાલ ઉપર થઈ તે મકાનમાં પહોંચ્યા. આ દ્રષ્ય જોઈ પ્રથમ તો સ્ત્રી હેબતાઈ ગઈ પરંતુ તેણીએ જોયું કે, આંગતુક હઝરત ઉમર રદી. છે. તો તેણીએ નિર્ભિકતાથી કહ્યું "અય અમીરૂલ મુઅમિનીન ! ત્યાં જ રોકાઈ જાઓ. આપ મને શિખામણ આપી રહ્યા છો પરંતુ આપે સ્વયં અલ્લાહના આદેશની અવગણના કરી છે. અલ્લાહનો આદેશ છે કે, કોઈના ઘરમાં ઘર માલિકની પરવાનગી વિના ન પ્રવેશો. વળી હું આપના માટે પરાયી સ્ત્રી છું." સવારે હઝરત ઉમર રદી.એ સ્ત્રીને બોલાવીને પૂછપરછ કરી તો વિસ્તૃત હકીકત જણાવતા તેણીએ કહ્યું કે મારા પતિ દીર્ઘ (લાંબા) સમયથી 'જિહાદ'માં ગયેલા છે. તેમના વિયોગમાં હું ગીત ગાઈ રહી હતી. હઝરત ઉમર (રદી.)એ તેની લાગણીને માન આપ્યું અને પોતાની પુત્રી હઝરત હફસા (રદી.) પાસે જઈને પૂછયું કે સ્ત્રી કેટલા સમય સુધી પતિ વિના સંયમ જાળવી શકે છે ? હઝરત હફસા રદી. કહયું કે, ચાર મહિના સુધી. હઝરત ઉમર રદી. એ આદેશ જાહેર કરી દીધો કે કોઈ પણ વ્યકિત 'જિહાદ'માં ચાર માસથી વધુ સમય માટે ન રહે. આમ રાજ્યની એક મહત્વપૂર્ણ નીતિનું નિર્ધારણ એક સ્ત્રીના સૂચનને આધારે થયું.

ગઝવએ ઓહદમાં ઉમ્મે સુલૈમ (રદી.) અને ઉમ્મે અમ્મારહ (રદી.) જેવી વીર ખાતુનોની ભૂમિકા ઈસ્લામી ઈતિહાસની ચિરસ્મરણીય ઘટનાઓ છે. હઝરત ઉમ્મે સુલૈમ (રદી.) શત્રુઓ વિરુદ્ધ શૂરવીરતાપૂર્વક રણ સંગ્રામમમાં સંઘર્ષ ખેડી રહી હતી અને હઝરત ઉમ્મે અમ્મારહ (રદી.) એ આ યુદ્ધમાં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુરક્ષા અર્થે ઢાલની ભૂમિકા ભજવી.

ગઝવએ ખંદકમાં હઝરત સફિય્યહ (રદી.) એ જે વીરતા સહિત એક આક્રમણખોરને મારી નાખ્યો અને અન્ય આક્રમણખોરોની વ્યુહ રચનાઓને નિષ્ફળ બનાવવા માટે જે વ્યુહ અપનાવ્યો તે તો ઈતિહાસની એક આશ્ચર્યજનક ઘટના છે. આ યુદ્ધવેળા સ્ત્રીઓને સુરક્ષા અર્થે એક કિલ્લામાં રાખવામાં આવી હતી. જયાં હઝરત હસ્સાન (રદી.)ને સ્ત્રીઓની સુરક્ષા માટે પહેરેદાર નિયુકત કરવામાં આવ્યા હતા. યહૂદી શત્રુઓએ તક ઝડપીને આ કિલ્લા ઉપર આક્રમણ કર્યુ. હઝરત સફિય્યહ (રદી.) સમય સૂચકતા વાપરીને આગળ વધ્યા અને કિલ્લાના દરવાજા સુધી આવી ગયેલા એક યહૂદી ઉપર હાથવગા સાધન વડે પ્રતિ આક્રમણ કર્યુ અને તેને મૃત્યુના મુખમાં ધકેલી દીધો. એટલુ જ નહીં તેનું માથું ધડથી અલગ કરીને યહૂદીઓના સમૂહમાં નાંખી દીધું. શત્રુઓના સમૂહમાં ગભરાટની લાગણી ફેલાઈ ગઈ અને તેમણે અનુમાન કર્યુ કે, કિલ્લામાં સ્ત્રીઓ એકલી નથી બલ્કે એક લશ્કરી ટુકડી તેમની સુરક્ષા અર્થે તહેનાત હોવી જોઈએ. આમ વિચારીને શત્રુઓએ કિલ્લા ઉપર આક્રમણ અંગેની પોતાની વ્યૂહરચનાને માંડી વાળી. કાદસિય્યહ નામના પ્રખ્યાત યુદ્ધમાં હઝરત ખન્સા (રદી.) નામની ખાતૂનની વીરતા અને શૌર્ય પણ ઈતિહાસની એક ગૌરવવંત ગાથા છે. સાર એ કે, ઈસ્લામ સ્ત્રીને એના સ્ત્રીત્વની સુરક્ષા સહિત દરેક ક્ષેત્રમાં પૂરતો ન્યાય આપે છે.

## (૯) ધાર્મિક બાબતોમાં સ્ત્રીનું સ્થાન :

ધર્મનો સંબંધ આસ્થા અને સદાચાર સાથે છે. જગત જીવનમાં આસ્થા (ઈમાન) અને સદકર્મોના પરિણામે પરલોક જીવન (આખિરત)માં વ્યકિત અનંત સફળતાનો અધિકારી બને છે, એવી ઈસ્લામની પાયાની માન્યતા છે. જ્યાં સુધી ધર્મના આલોક અને પરલોક બે પાસાંઓનો સવાલ છે ઈસ્લામનું વલણ સ્ત્રી અને પુરૂષ બંને માટે ન્યાયપૂર્ણ અને સમાન છે. દીનને લગતી જે ફરજો પુરૂષો સાથે દુનિયામાં જોડાયેલી છે, તેવી જ જવાબદારીઓ સ્ત્રીઓ સાથે પણ જોડાયેલી છે. અને આ જવાદારીઓ પ્રત્યેના સ્ત્રી કે પુરૂષના વલણનું જે પરિણામ મૃત્યું પછીના જીવનમાં આવવાનું છે તે પણ એક સરખું જ છે.

ઈસ્લામની પાયાની માન્યતાઓ અને સિદ્ધાંતો (જેમકે-અલ્લાહ પર ઈમાન, અલ્લાહના ગ્રંથો અને પયગમ્બરો ઉપર ઈમાન, મૃત્યું પછીના જીવનમાં વિશ્વાસ, નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ વગેરે) પુરૂષ અને સ્ત્રી બંને માટે અનિવાર્ય છે.ઈસ્લામે સ્ત્રીને આપેલી આ સમાનતાપૂર્ણ હેસિયતનું જ પરિણામ છે કે, મુસ્લિમ સ્ત્રીઓ પ્રારંભથી અત્યાર સુધી પ્રત્યેગ યુગમાં ધાર્મિકતા અને આત્મિક ઉન્નતિના ક્ષેત્રોમાં પુરૂષની માફક જ પ્રગતિના સોપાનો સર કરતી દ્રષ્યમાન થાય છે. અને કયાંક કયાંક તો પુરૂષોને પણ ઈર્ષા ઉપજાવે તેવી ભૂમિકાઓ મુસ્લિમ સ્ત્રીઓ આ ક્ષેત્રમાં ભજવતી આવી છે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સંદેશનું સમર્થન નિઃસંકોચ તત્કાલ કરવાનો યશ એક સ્ત્રીને ફાળે જાય છે અને તે સ્ત્રી છે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પુનિત પત્ની હઝરત ખદીજા (રદી.). હઝરત ખદીજા (રદી.)ના અવસાનને કારણે જયારે પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) શોકમગ્ન રહેતા તો

આપને આશ્વાસન અને હુંફ આપવાના હેતુસર હઝરત આયશા (રદી.)એ કહ્યું "આપ એક વૃદ્ધાના વિયોગમાં શા માટે આટલા શોકમગ્ન રહો છો ? અલ્લાહ તઆલાએ આપને અન્ય વધુ ઉત્તમ પત્નીઓ આપી છે." હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પ્રત્યુત્તરરૂપે ફરમાવ્યું "એવું નથી–વાત એમ છે કે જ્યારે આખો સમાજ મને જૂઠાડતો હતો, ત્યારે ખદીજાએ મારી સત્યતામાં વિશ્વાસ જાહેર કર્યો. જ્યારે લોકો ઈસ્લામ પ્રત્યે વિદ્રોહ જાહેર કરતા હતા ત્યારે ખદીજાએ ઈસ્લામ પ્રત્યે આસ્થા પ્રગટ કરી અને જ્યારે લોકોમાંથી મારો કોઈ સહાયક ન હતું, ત્યારે ખદીજાએ મારી સહાય કરી." ધાર્મિક બાબતોમાં મુસલમાન સ્ત્રી કેટલી ઉચ્ચ અને મૌલિક ભૂમિકા ભજવી શકે છે તે આપણને હઝરત ખદીજા (રદી.)ના આ દ્રષ્ટાંત દ્વારા સારી રીતે સમજાય જાય છે.

ઈસ્લામ માટે સૌ પ્રથમ પોતાના પ્રાણની આહુતિ આપવાનો યશ પણ એક સ્ત્રીને ફાળે જાય છે. તે બાબત પણ શું ઓછી આશ્ચર્યજનક છે ? આ માનવંત ખાતૂનનું નામ હઝરત સુમય્યા (રદી.) છે, જે અબુ જહલ નામના કુખ્યાત વિદ્રોહીના દર્દનાક અત્યાચારની ભોગ બનીને શહીદ થઈ. આ બધા દ્રષ્ટાંતો તે વાસ્તવિકતા તરફ જવા માટે આપણને વિવશ કરે છે કે, ઈસ્લામે સ્ત્રીઓને ધર્મ અને નીતિના ક્ષેત્રમાં પણ પુરૂષ જેટલું જ મહત્વ આપ્યું છે.

આ તો થઈ જગત જીવનમાં આચરણને સ્પર્શતી બાબતોમાં સ્ત્રીની હૈસિયતની વાત. જગત જીવનના આચાર વિચાર માટે માનવી મરણોત્તર જીવનમાં અલ્લાહ સમક્ષ જવાબદાર છે તેવી ઈસ્લામની પાયાની માન્યતા છે. આ બાબતમાં પણ સ્ત્રી અને પુરૂષ વચ્ચે ઈસ્લામે કોઈ જ ભેદરેખા નથી દોરી. કર્મોનું પરિણામ બંને જાતિ માટે એક સરખું છે. કુર્આનમાં એકદમ સ્પષ્ટ રીતે જાહેરાત કરી દેવામાં આવી છે કે, સ્ત્રી યા પુરૂષ પૈકી જે પણ સદકાર્ય કરશે તેને સારું ફળ મળશે. સદકાર્યો દ્વારા આલોકમાં

'ઉમદા જીવન' અને પરલોકમાં 'ઉત્તમ ફળ'ની ખુશખબરી સ્ત્રી-પુરૂષ બંનેને સ્પર્શે છે.

## (૧૦) શિક્ષણ અને કેળવણીના સંદર્ભમાં સ્ત્રી :

ઈસ્લામે શિક્ષણ પ્રાપ્તિ, અભ્યાસ અને અધ્યાપનના સંદર્ભમાં પણ સ્ત્રી અને પુરૂષ વચ્ચે એવી કોઈ જ ભેદરેખા નથી દોરી. જેનાથી સ્ત્રી સ્વાતંત્ર્ય જોખમમાં મૂકાતું હોય. ઈસ્લામના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું "કુર્આન શીખો અને શીખવાડો."

ઈસ્લામે આ રીતે પોતાના દ્રષ્ટિકોણને સ્પષ્ટ કરી દીધો હોવા છતાં એમ માનવું કે, સ્ત્રી કેળવણી ઈસ્લામી અસ્મિતાથી વિરૂદ્ધ છે, એ કેવળ એક દુઃખદાયક ભ્રમ સિવાય કશું જ નથી. આ માન્યતાથી વિરૂદ્ધ ઉલટાનું ઈસ્લામે તો સ્ત્રી અને પુરૂષ બંને માટે જરૂરી શિક્ષણની પ્રાપ્તિને ફરજિયાત કાર્ય ઠેરવી દીધું છે. અલબત્ત શિક્ષણનો અર્થ જીવનલક્ષી કેળવણીનો છે. શિક્ષણ એ કોઈ નિર્ધારિત પુસ્તકોનો અભ્યાસ કરીને ડીગ્રી મેળવી લેવાનું નામ નથી. એ તો કેવળ 'રિવાજ' છે. શિક્ષણનો મૂળભૂત અર્થ જીવનલક્ષી મુલ્યોનો વ્યકિતત્વમાં વિકાસ થાય તે પ્રકારની કેળવણી મેળવવાનો જ હોઈ શકે છે. આ દ્રષ્ટિએ જોઈએ તો ઈસ્લામી શિક્ષણ સિવાયની અન્ય કોઈ પરંપરાગત પ્રથામાં એ તાકાત નથી કે માનવીને માનવી બનાવી શકે, અને આ કોઈ શાબ્દિક રમત નથી પણ જીવાતા જીવનની એક દુઃખદ વાસ્તવિકતા છે. જેને આપણે લાચાર બનીને અનુભવી રહ્યા છીએ.

ઉચ્ચ શિક્ષણની ડીગ્રીઓ મેળવીને મોટા મોટા પદો ઉપર આરૂઢ થયેલા અધિકારીઓના ભ્રષ્ટાચાર, કામચોરી, પ્રજા પ્રત્યેનું વલણ, બેજવાબદારી વગેરે શું દર્શાવે છે ? અહીં શિક્ષણથી અભિપ્રેત નીતિ અને સદાચારનું શિક્ષણ છે. અને આ સંદર્ભમાં સ્ત્રી કે, પુરૂષ વચ્ચે ભેદ પાડવો એ ઈસ્લામના આત્માથી જ વિરૂદ્ધ છે. ઈસ્લામના પયગમ્બર હઝરત

મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ સંદર્ભમાં કેળવણી ઉપર ભાર મૂકતા ફરમાવ્યું છે. **"શિક્ષણ પ્રાપ્ત કરવું એ પ્રત્યેક મુસ્લિમ પુરૂષ અને સ્ત્રી માટે ફરજિયાત છે."** શિક્ષણ પ્રાપ્તિ પ્રત્યેના ઈસ્લામના આ ઉદાર અને સ્પષ્ટ દ્રષ્ટિકોણનું જ આ પરિણામ છે કે, પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કે જે જ્ઞાનના એક ઝળહળતા પુંજ સમાન હતા, સ્ત્રીઓની શિક્ષણ પ્રાપ્તિની ધગશ અને ઉત્કંઠાની મૂકત કંઠે પ્રશંસા કરતા હતા અને પોતાની પાસે જ્ઞાન પ્રાપ્તિ અર્થે આવનાર સ્ત્રી અને પુરૂષને સમાન અંદાઝમાં સંતુષ્ટ કરતા હતા.

ઈતિહાસના કોઈ પણ યુગમાં મુસ્લિમ સ્ત્રીનું આ જ પ્રતિબિંબ આપણે સરળતાથી નિહાળી શકીએ છીએ. જ્ઞાન અંગેના ઈસ્લામના અભિગમ પ્રત્યેની પોતાની જાગૃતિને કારણે જ મુસલમાન સ્ત્રીઓ પ્રત્યેક યુગમાં જ્ઞાન અને કેળવણી પ્રત્યે વિમુખ નથી રહી. જ્ઞાન કે, સાહિત્યનું ક્ષેત્ર હોય, અથવા શિક્ષણ અને કેળવણીનું મેદાન હોય, મુસ્લિમ સ્ત્રીઓ સદા પોતાની આગવી ભૂમિકા ભજવતી આવી છે. ઈતિહાસમાં તેના અસંખ્ય ઉદાહરણો જોવા મળે છે. મદીનાવાસી સ્ત્રીઓના સંદર્ભમાં એક વેળા પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું "અન્સારની સ્ત્રીઓ સૌથી ઉત્તમ છે કે, તેણીઓ (સ્ત્રીઓ હોવા છતાં) જ્ઞાન પ્રાપ્તિના સંદર્ભમાં કોઈ શરમ કે સંકોચ નથી રાખતી."

સ્ત્રી કેળવણી પ્રત્યેનો ઈસ્લામનો અભિગમ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ કથન દ્વારા સ્પષ્ટ રીતે પ્રકાશમાં આવી જાય છે. આ સ્પષ્ટ અભિગમનું જ પરિણામ છે કે, મુસ્લિમ સ્ત્રી કયાંક તો હદીષવેત્તાના પદે બિરાજેલી જોવા મળે છે, અને કયાંક તો તેણી વિધિવેત્તા તરીકે પંકાયેલી દ્રષ્ટિગોચર થાય છે. કવિતા અને સાહિત્ય તથા જ્ઞાનના અન્ય મહત્વપૂર્ણ ક્ષેત્રોમાં મુસ્લિમ સ્ત્રીઓનું યોગદાન પણ કોઈ અજાણીવાત નથી. પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના

પુનિત પત્ની હઝરત આયશહ (રદી.)ની ગણના ઈસ્લામમાં એક બહુમુખી પ્રતિભા ધરાવતા વિદ્વાન ખાતૂન તરીકે થાય છે. હદીષ શાસ્ત્રમાં તેમની નિપૂણતા વિદ્વાનો માટે કોઈ અપરિચિત વાત નથી. પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી ૨૨૧૦ હદીષો તેમણે રિવાયત કરીને ઉમ્મતે મુસ્લિમહ સુધી પહોંચાડી છે. ઉપરાંત કુર્આનના વિવરણને સ્પર્શતી વિદ્યામાં પણ તે નિપૂણ હતાં. ફિકહ, અરબી સાહિત્ય વગેરે પ્રત્યેનું આપનું જ્ઞાન આશ્ચર્ય પ્રેરક હતું વકતવ્ય કલામાં હઝરત આયશહ (રદી.) ને જે નિપૂણતા પ્રાપ્ત હતી તે તો વળી એક હેરતઅંગેઝ ઐતિહાસિક તથ્ય છે. મોટા મોટા વિદ્વાનો હઝરત આયશહ (રદી.) પાસે જાણકારી મેળવવા આવતા હતા. અને હઝરત આયશહ (રદી.) પણ કેટલાક પ્રસંગોએ વિદ્વાનોની ભૂલ તરફ ધ્યાન દોરતાં હતાં.

વિખ્યાત મુસ્લિમ વિદ્વાન હઝરત અલ્લામા સુયૂતીએ આ સંદર્ભમાં એક પૂસ્તક પણ લખ્યું છે. પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના કથનો અને વર્તનનું પોતાની સૂઝ અને વિવેકથી અર્થઘટન કરવાની પણ તેમને વિશેષતા પ્રાપ્ત હતી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અવસાન પછી હઝરત આયશહ (રદી.) એ પોતાનું શેષ જીવન આ જ ક્ષેત્રની સેવામાં વીતાવી દીધું. પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પુનિત પત્નીઓ હઝરત હફસા (રદી.) હઝરત ઉમ્મે સલમા (રદી.) હઝરત મયમૂના (રદી.) વગેરેનું વિદ્વતા ભર્યુ વ્યકિતત્વ અને શૈક્ષણિક સેવાઓ ઈસ્લામી ઈતિહાસમાં સ્ત્રી કેળવણીના સુશોભિત વિભાગો સાથે સંકળાયેલી વાસ્તવિકતાઓ છે. આ જ પરિસ્થિતિ ઈતિહાસના પ્રત્યેક યુગમાં જોવા મળે છે. વ્યકિતઓના જીવનચરિત્રો આલેખતા ઐતિહાસિક પુસ્તકોમાં આની વિગતો જોઈ શકાય તેમ છે.

સુવિખ્યાત ઈસ્લામી વિદ્વાન હઝરત ઈમામ બુખારી માત્ર ચૌદ

વર્ષની વયે જે વિદ્વાતા ભર્યું વ્યકિતત્વ વિકસાવી શકયા અને મોટા મોટા વિદ્વાનોથી નાનપણમાં જ જે પ્રકારે જ્ઞાન મેળવી શકયા તેમાં અમની માતા અને બહેનનું યોગદાન કાંઈ નાનું સુનું નથી. એવી જ રીતે હઝરત ઈમામ તહાવી (રહ) ના પ્રસિદ્ધ પુસ્તક 'તહાવી શરીફ' નું સંપાદન અને આલેખન એમની પુત્રીના સહયોગને કારણે પૂર્ણ થયું. તે એવી રીતે કે, ઈમામ તહાવી પ્રત્યેક હદીષ વાંચતા અને તેનું અર્થઘટન અને વિવરણ કરતા તે મુજબ તેમની પુત્રી તેને લખી દેતી હતી. અલ્લામા જવઝીએ પ્રાથમિક શિક્ષણ પોતાના ફોઈ પાસેથી મેળવ્યું. ઈમામ ઈબ્ને આસાકિરે જે હદીસવેત્તાઓ દ્વારા હદીસનું જ્ઞાન મેળવ્યું, તેમાં સ્ત્રીઓના નામોના પણ ઉલ્લેખો થયેલા છે. આ દ્રષ્ટાંતોથી જણાઈ આવે છે કે, મુસ્લિમ ખાતૂનોમાં જ્ઞાન અને કેળવણી પ્રત્યેની સભાનતા પહેલાંથી જ રહી છે. જો ઈસ્લામે જ્ઞાન પ્રાપ્તિના ક્ષેત્રમાં સ્ત્રી અને પુરૂષ વચ્ચે કોઈ ભેદરેખા દોરી હોત તો નિર્ધારિત રીતે જ ઈતિહાસ આવા ઉજ્જવળ ઉદાહરણોથી વંચિત હોત.

## (૧૧) ઇસ્લામ અને સ્ત્રીનું આત્મગૌરવ :

સ્ત્રીઓના સ્ત્રીત્વ અને નારીસહજ સન્માનની સુરક્ષા માટે ઈસ્લામે જે પ્રસંશનીય પગલાં લીધાં છે, તેનું દ્રષ્ટાંત જગતની અન્ય કોઈ વ્યવસ્થામાં જોવા નથી મળતું. માનવ સંસ્કૃતિ ઉપર એક યુગ એવો પણ વિત્યો છે, જેમાં સ્ત્રીઓના સ્વાભિમાન માટે પ્રચંડ ખતરાઓ ઉભા થયા હતા. 'સ્ત્રીત્વ'ને હીણપતની દ્રષ્ટિએ જોવામાં આવતું. બાળકીના જન્મને અશુભ સમજવામાં આવતો હતો. કુર્આને માનવ સંસ્કૃતિના આ વલણની કડક અંદાઝમાં ટીકા કરી અને સ્ત્રીઓને સ્વાભિમાન બક્ષ્યું. હઝરત ઉમર (રદી.) ફરમાવે છે કે, અમે જહાલત યુગમાં સ્ત્રીઓને તુચ્છ પ્રાણી સમજતા હતા.

હઝરત ઈબ્ને ઉમર (રદી.) ફરમાવે છે કે, આપ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)ના જીવનકાળ દરમિયાન અમે પત્નીથી નિઃસંકોચ હળવા મળવા અને વાતચીત કરવાથી એટલા માટે ડરતા હતા કે, રખેને એણીના પ્રત્યે માન દાખવવામાં ઉણપ રહી જાય અને વહી દ્વારા અમને ચેતવણી આપવામાં આવે. આ ભયને કારણે પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યાં સુધી દુનિયામાં મવજૂદ રહ્યા ત્યાં સુધી અમે સ્ત્રીઓ સાથે નિર્ભિકતાથી મેળમેળાપ ન કરી શકયા.

જહાલતકાળમાં અરબ પ્રજા સ્ત્રીઓ પ્રત્યે પોતાના દુર્વ્યવહારને કારણે કુખ્યાત હતી. આથી પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સ્ત્રીઓના અધિકારોના સંદર્ભમાં બોધ આપતા ફરમાવ્યું કે તેણીઓને ચહેરાઓ ઉપર ન મારો અને તેણીઓને બિસ્તરથી અલગ કરવી પડે યા સુધારણાના હેતુસર કંઈક કહેવું પડે તો તે ઘરમાં જ કહો. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સ્ત્રીઓના સન્માનને વધુ સારી રીતે સમજાવતા ફરમાવ્યું કે, "**સ્ત્રીઓ સાથે સદ્વ્યવહાર તે જ કરે છે જે સજ્જન હોય છે. અને તેણી સાથે દુર્વ્યહાર આચરનાર દુર્જન છે.** (અર્થાત તે સારો માણસ નથી) પછી અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એક મનોવૈજ્ઞાનિક વાસ્તવિકતા તરફ ઈશારો કરતા ફરમાવ્યું કે સ્ત્રીને સ્ત્રી જ રહેવા દો તેણીને પુરૂષ ન બનાવો. અર્થાત્ સ્ત્રીઓના સ્ત્રીત્વ વિષયક તકાજાઓની માવજત ના થઈ તો તેણી દ્વારા તે લાભો નથી મળી શકતા જે એની પ્રકૃતિમાં મૂકવામાં આવ્યા છે. અર્થાત્ તેણી દ્વારા માનસિક શાંતિ, આત્મસંતોષ, પ્રેમભાવનાની અપેક્ષા રાખવી એ વધુ પડતી બાબત ગણાશે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, સ્ત્રી પાંસળીના હાડકાં (સ્કંધમેખલા) જેવી છે. જો તમે તેને સીધી કરવાનો પ્રયત્ન કરશો તો તૂટી જશે. જો તેણીથી લાભાન્વિત થવા માંગો તો એવી કળા અપનાવો કે, જેમાં લચક હોય. સાર એ કે, સ્ત્રીની પ્રકૃતિમાં

લાગણીશીલતા, વક્રતા, લચક અને અભિમુખતા વણાયેલા છે. અને સ્ત્રીની પ્રકૃતિના આ જ લક્ષણો સ્ત્રીત્વ માટે સૌદર્યનું નિમિત્ત પણ છે. અગર કોઈ વ્યકિત સ્ત્રીના સ્ત્રીત્વથી લાભાન્વિત થવા ઈચ્છે તો તેણીની પ્રકૃતિની આ વિશિષ્ટ રચનાની છેડછાડ કરવાથી દૂર રહેવું જરૂરી છે. હદીષમાં પાંસળીના હાડકા સાથેની સ્ત્રી પ્રકૃતિની તુલના પણ એક મનોવૈજ્ઞાનિક ભૂમિકા ધરાવે છે.

કોઈ પણ બુદ્ધિશાળી વ્યકિત પોતાની પાંસળીની વક્રતાને દૂર કરાવવાનું સ્વપ્નમાં પણ નહિ વિચારે. કેમકે, પાંસળી કુદરતી રીતે જ વક્ર છે. અને તેનું વક્ર હોવું જ શરીર માટે અનુકૂળ અને લાભદાયક છે. આવી જ રીતે સ્ત્રીની પ્રકૃતિનું વક્ર હોવું પણ એક કુદરતી વસ્તુ છે. તેથી સ્ત્રી પ્રકૃતિની વક્રતા તેણી માટે દૂષણરૂપ નહીં પણ ભૂષણરૂપ છે. એક વેળા હઝરત ખૌલા (રદી.) એ એક જાહેર માર્ગ ઉપર અમીરૂલ મુઅમિનીન હઝરત ઉમર (રદી.) ને રોકયા અને નિર્ભિકતાથી સ્પષ્ટ રીતે કોઈ અભિપ્રાય રજૂ કર્યો, હઝરત ઉમર (રદી.)ના સાથીઓએ આ નિહાળીને હઝરત ખૌલા (રદી.)ને કહ્યું કે, મુસલમાનોના સર્વોચ્ચ વડા સાથે વાતચીત કરવામાં સભ્યતાનો ખ્યાલ રાખવો જોઈએ. હઝરત ઉમર (રદી.)એ ફરમાવ્યું "એ જે કાંઈ કહે તે કહેવા દો. આ તે સ્ત્રી છે, જેણીની વાતને અર્શે ઈલાહી ઉપર સાંભળવામાં આવી, તો ઉમર (અર્થાત હું) સાંભળવાનો વધારે હકદાર છે." ઈસ્લામના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું પોતાની માનવંત પત્નીઓ પ્રત્યેનું સૌજન્યપૂર્ણ વર્તન તો સ્ત્રીના આત્મગૌરવની ઈસ્લામી શૈલીને વ્યાવહારિક સ્વરૂપ બક્ષે છે.

હઝરત આયશહ (રદી.) સાથે આપ (સલ્લલલાહુ અલયહિ વ સલ્લમ)ના વ્યંગવિનોદ, એકપક્ષી શરતો, હરિફાઈનું આયોજન, મનોરંજનના ઉચિત સ્વરૂપોનો ઉપયોગ વગેરે બાબતો શું દર્શાવે છે ?

સ્ત્રીના સ્વપણા અને આત્મગૌરવના વિકાસ માટેની આ પ્રકારની ભૂમિકા ઈસ્લામના સ્ત્રીઓ પ્રત્યેના ન્યાયપૂર્ણ દ્રષ્ટિકોણની જ પુષ્ટિ કરે છે. હજયાત્રીઓ માટે સફા અને મરવહ નામની બે ટેકરીઓ વચ્ચેની 'સઈ' (જે એક જરૂરી વિધિ છે.) કઈ ઐતિહાસિક ભૂમિકા ધરાવે છે ? આ વિધિ કેવળ એક ઐતિહાસિક સ્ત્રી (હઝરત ઈસ્માઈલ અલ.ના વાલિદા હઝરત હાજરા)ના અમલની જ યાદગાર તરીકે જરૂરી ઠેરવવામાં આવી છે ને ? સ્ત્રીઓ પ્રત્યેના ગૌરવને સમજાવવા માટે શું આનાથી વધારે અસરકારક, કોઈ પણ પદ્ધતિ હોઈ શકે છે ?

## (૧૨) સ્ત્રીઓના અધિકારોની સુરક્ષા :

સ્ત્રીઓને ન્યાય આપવામાં જ્યારે દુનિયાની મોટી–મોટી સંસ્કૃતિઓ અને ધર્મ વ્યવસ્થાઓ પણ પૂર્વગ્રહો અને સ્વાર્થનો શિકાર બની ગઈ ત્યારે ઈસ્લામે આ નાજૂક નમણા વ્યકિતત્વને પુરસ્કૃત કરતાં જાહેરાત કરી "**સ્ત્રીઓના પણ પુરૂષો ઉપર તેવા જ હક છે, જેવા કે પુરૂષોના સ્ત્રીઓ ઉપર**" પોતાના આ હકોની માગણીની પણ તેને સ્વતંત્રતા આપવામાં આવી છે, કુર્આનની આ જાહેરાતે સ્ત્રીઓના સ્થાનને સન્માન જનક હદ સુધી પહોંચાડી દીધું. કોઈ કાનૂન માટે મહત્વપૂર્ણ બાબત તે કાનૂનની સ્પ્રીટ છે. આ સ્પ્રીટ અને ચેતના જ કાનૂનને ગતિવંત અને ક્રિયાશીલ બનાવે છે કુર્આને આ બાબતની અદ્‌ભૂત ચીવટ દાખવી છે. અને આ ચેતના જન્માવવા માટે જ વિવિધ સ્થળોએ માર્ગદર્શન આદેશો આપતા ફરમાવ્યું કે, સ્ત્રીઓના સંદર્ભમાં અલ્લાહથી ડરો.

પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સ્ત્રીઓના અધિકારોની રક્ષા માટે દરેક પ્રકારના ઉપાયોનું આયોજન કર્યું અને પોતાના વર્તન દ્વારા પણ મુસ્લિમ સમાજને આની સમજ આપી. એક વેળા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું "**તમારા પૈકી શ્રેષ્ઠ તે છે જે પોતાના ઘરવાળા માટે સારો હોય અને હું મારા ઘરવાળા**

માટે તમારા બધાંથી શ્રેષ્ઠ છું" ઈસ્લામે વિવિધ ઉપાયો દ્વારા સ્ત્રીના અધિકારોને સંપૂર્ણ સુરક્ષા પ્રદાન કરી. ઈસ્લામી લગ્ન કાયદા અનુસાર મહ્ર (લગ્ન રાશિ) એ સ્ત્રીનો એક એવો અધિકાર છે જે કદી પણ એનાથી છીનવી શકાતો નથી. ભલે લગ્ન વેળા આ રાશિ (મહ્ર) નું નિર્ધારણ થાય કે ન થાય. અને ભલે લગ્ન વેળા કોઈએ મહ્ર આપવાનો ઈન્કાર સુધ્ધાં કર્યો હોય. કોઈ પણ પરિસ્થિતિમાં પ્રવર્તમાન ધારાધોરણો સહિતની લગ્નરાશિ પતિ માટે તેને આપવી ફરજીયાત છે.

જો કોઈ કારણે લગ્ન બંધન તૂટી જાય તો પણ આ મહ્રની રકમ કુર્આનના આદેશ અનુસાર લગ્નમાંથી છૂટી પડેલી સ્ત્રીને આપવી જરૂરી છે. આ પ્રકારનું વલણ આપનાવીને ઈસ્લામે એવું સાબિત કરી દીધું છે કે, સ્ત્રી એક માનવંત વ્યકિત્વ ધરાવે છે. અને તેણી ખુદાની નજરમાં મૂળેથી જ કોઈ ધિકકાર પાત્ર પ્રાણી નથી. પતિ તરફથી શરીરસુખ મેળવવાનો સ્ત્રીનો અધિકાર છે. કેમકે જાતિયવૃત્તિ એક પ્રાકૃતિક હકીકત છે. કુર્આને આ સંદર્ભમાં પણ સ્ત્રીની પ્રકૃતિનો સંપૂર્ણ ખ્યાલ રાખ્યો છે. અને સ્ત્રીને દરેક પ્રકારે સંતુષ્ટ રાખવા માટે પતિને માર્ગદર્શક આદેશ પણ આપ્યો છે.

હઝરત અલ્લામહ રાઝી (રહ.) કુર્આનના આ આદેશનું વિવરણ કરતાં લખે છે કે પતિ માટે પત્નીની જાતીય માંગણીઓને પુરી કરવી આવશ્યક છે. પત્નીની જાતીય ઈચ્છાઓ પ્રત્યેની પતિની વિમુખતા જો કેવળ સ્ત્રીની સતામણીના હેતુસર જ હોય તો તે સ્પષ્ટ રીતે અલ્લાહના આદેશનું ઉલ્લંઘન છે. અને જો આ વિમુખતાનું કારણ સંયમ અને આત્મ નિગ્રહ હોય તો પણ તે સ્ત્રી ઉપરના અત્યાચારનું જ એક સ્વરૂપ છે. આ જ કારણે હઝરત ઉસ્માન ઈબ્ને મઝઊન (રદી.) નામના સહાબીએ સંયમ અને નિગ્રહના હેતુસર જ્યારે બ્રહ્મચર્ય અપનાવવા વિચાર્યુ હતું ત્યારે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું હતું કે, આ મારી નીતિરીતિથી વિરૂદ્ધની બાબત છે તમારી પત્નીનો તમારા ઉપર હક છે.

સ્ત્રીનું ભરણ પોષણ અને જીવન નિર્વાહ ખર્ચ પુરૂષના શિરે છે, કેમકે સ્ત્રી સ્વયંને પુરૂષ માટે રોકે છે. કુર્આનના આદેશ અનુસાર ગજા અને આર્થિક સ્થિતિ અનુસાર સ્ત્રી ઉપર નાણાં ખર્ચ કરવા જરૂરી છે. અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આખરી હજના ઐતિહાસિક પ્રવચનમાં સ્ત્રીના અધિકારનું વિવરણ કરતાં ફરમાવ્યું "સ્ત્રીઓનો તમારા ઉપર આ હક છે કે, તેણીઓ ઉપર ખાધા ખોરાકી, પોશાક, અને રહેઠાણની બાબતમાં સૌજન્ય દાખવો." વળી પુરૂષ માટે સ્ત્રીઓનો તે ખર્ચ પણ જરૂરી છે. જેનો સંબંધ સ્ત્રીની શારીરિક સ્વચ્છતા સાથે છે કાંસકો, તેલ, સાબુ, દુર્ગંધ નાશક દ્રવ્યો અહીં સુધી કે, જરૂર પૂરતા પાણીની વ્યવસ્થા પણ પુરૂષના શિરે છે.

જીવન નિર્વાહના વર્તૂળમાં વિધિવેત્તાઓએ રહેવાના મકાનને પણ એક આવશ્યક અંગ લેખ્યું છે અને સ્ત્રીને રહેઠાણ અર્થે આપવામાં આવતા મકાન અંગે પણ કેટલીક શરતો દર્શાવી છે જેમકે, મકાન પુરૂષની આર્થિક પરિસ્થિતિ અનુસાર સગવડ યુકત હોય, સુરક્ષિત અને સલામત વાતાવરણમાં હોય, પુરૂષના સબંધીઓ એકાંતમાં ત્યાં પ્રવેશતા ન હોય, અને મકાનમાં તે ચીજવસ્તુઓ હાજર હોય જેનો સંબંધ રોજીંદા વપરાશ સાથે અને ઘરેલૂ રાચરચીલા સાથે છે. ઈસ્લામી અર્થ વ્યવસ્થાએ સ્ત્રીને મિલકતના અધિકારો આપ્યા છે. આ અનુસાર જો સ્ત્રી ધનવાન હોય તો પણ તેની જીવન નિર્વાહની જવાબદારી તેણીના પતિ ઉપર જ રહેલી છે. જો પતિ ભરણ પોષણ ખર્ચ જાણી જોઈને યા સંજોગ વસાત ન આપી શકતો હોય તો અદાલત દ્વારા લગ્ન વિચ્છેદનો પણ સ્ત્રીને હક આપ્યો છે. સ્ત્રીને આ અધિકારો આપવાનો યશ ઈસ્લામ ને જ ફાળે જાય છે. કેમકે ઈસ્લામ ફકત પ્રચલિત અર્થનો "ધર્મ" નથી. પોતાની હકીકતોની દ્રષ્ટિએ તે માનવકૂળ માટેની એક સર્વાંગ સંપૂર્ણ મધ્યમ માર્ગી જીવન વ્યવસ્થા છે, જે સૃષ્ટિના સર્જનહાર તરફથી ઉતારવામાં આવી છે.

## (૧૩) કુટુંબ વ્યવસ્થામાં મુસ્લિમ સ્ત્રીની ભૂમિકા :

ઈસ્લામે સામૂહિક જીવન અને કુટુંબ વ્યવસ્થામાં સ્ત્રીને શું સ્થાન આપ્યું છે તેની ચર્ચા અહીં જરૂરી છે. ઈસ્લામે સ્ત્રીને કૌટુંબિક માળખામાં જે આયોજિત ધોરણો ઉપર સ્થાપિત કરી છે તે એક નવાઈ પમાડનારી બાબત છે.

વ્યકિત અને સમૂહ અંગેના ઈસ્લામી દષ્ટિકોણનો જ આ ચમત્કાર છે કે, ઈસ્લામ વ્યકિતની સામાજિક અને કૌટુંબિક વ્યવસ્થામાં સ્ત્રી અને પુરૂષ વચ્ચે ભેદભાવો નથી રાખતો. બંનેને પોત–પોતાની પ્રકૃતિ અને સ્વભાવ અનુસાર કુટુંબમા પાંગરવાની તક મળે છે. દા.ત. જ્યારે બાળકી સમજદારીની કક્ષાએ પહોચેં છે ત્યારે, માતા પિતાની પ્રેમાળ વાણી તેને 'બેટી' ના નામે સંબોધે છે. ભાઈ હોય તો તેણીને 'બહેન' ના મધુર સ્વરે પોકારે છે. જો કુટુંબમાં અન્ય સભ્યો હોય તો વૈવિધ્યપૂર્ણ પ્રેમાળ સંબોધનો તેને સંભળાય છે. જ્યારે આ જ બાળકી યુવાવસ્થાએ પહોંચે છે અને એક નવા (દામ્પત્ય) સંબંધનો આરંભ કરે છે ત્યારે પતિની દષ્ટિએ તે 'વફાદાર જીવન સાથી' ઠરે છે. અને જ્યારે તેણી બાળકને જન્મ આપે છે. ત્યારે 'મા' ન માનવંતા–ગૌરવપૂર્ણ પદે બિરાજે છે. પૂત્રી, બહેન, પત્ની, અને માતા તરીકે ઈસ્લામે સ્ત્રીને કયા દ્રષ્ટિકોણથી સન્માનિત કરી છે. તેનું ટુંક વિવરણ અહીં પ્રસ્તૃત છે :

### (૧) સ્ત્રી : પુત્રી તરીકે :

સ્ત્રી જાતિ ઉપર ઈસ્લામનો આ ઉપકાર તો ચિરસ્મરણીય બની રહેશે કે, એણે સ્ત્રીને જીવનનો અધિકાર આપ્યો. જહાલત કાળમાં જે નિર્દોષ બાળકીને કેવળ 'સ્ત્રી' હોવાને નાતે જીવતી દાટી દેવામાં આવતી હતી તે જ પૂત્રીને ઈસ્લામે મુસ્લિમ પિતા માટે પરલોકમાં મુકિતના નિમિત્ત તરીકે ઠેરવી. ઈસ્લામના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ) એ ફરમાવ્યું "કયામતના દિવસે તે વ્યકિતને મારી સાથોસાથ રહેવાનું સૌભાગ્ય સાંપડશે, જેણે દુનિયામાં ત્રણ બાળકીઓનું પાલન પોષણ કર્યુ, દેખભાળ રાખી, કેળવણી આપી અને તેને લાયક વ્યકિત સાથે લગ્ન દ્વારા જોડી." કુર્આને સ્ત્રી જાતિને જીવનનો અધિકાર આપ્યો અને પૂત્રીઓના પાલન પોષણની ચિંતાઓ તથા નાદારીના ભયને લોકોના માનસમાંથી દૂર કર્યો.

પૂત્રીના માનવંત પદનું મહત્વ એનાથી વધુ બીજું શું હશે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાનો દરેક પ્રવાસ પોતાની પુત્રી હઝરત ફાતિમા (રદી.)ના ઘેરથી શરૂ કરતા અને હઝરત ફાતિમા (રદી.)ના ઘેર જ તેની પૂર્ણાહૂતી થતી. મહાન સહાબી હઝરત હમઝહ (રદી.) શહીદ થયા ત્યારે તેમની પુત્રીની રખેવાળી અને ઉછેર માટે હઝરત અલી (રદી.), હઝરત જા'ફર (રદી.) અને હઝરત ઝૈદ બિન હારેસા (રદી.) વચ્ચે 'પડાપડી' થઈ હતી. તે ઘટના શું દર્શાવે છે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પુત્રી હઝરત ઝૈનબ (રદી.)ની પુત્રી ઉમામા નમાઝ દરમિયાન આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ખભા ઉપર સવાર થઈને નિર્દોષપણે ગમ્મત કરતા હતા તે બાબત દ્વારા પણ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પુત્રી પ્રત્યેની વાત્સલ્ય ભાવના જ વ્યકત થાય છે ને !

## (ર) સ્ત્રી : બહેન તરીકે :

પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે, બહેનોના પાલન પોષણ દ્વારા જન્નતની પ્રાપ્તિ થાય છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું કથન ઈસ્લામી કુટુંબ વ્યવસ્થામાં બહેનના વિશેષાધિકારનું સૂચક છે. ઈસ્લામી કુટુંબ વિધાનના નિયમ મૂજબ જો માતા પિતા હયાત ન હોય તો ભાઈની આ જવાબદારી થઈ જાય છે કે, તે બહેનના ભરણ પોષણનો આદર્શ ઢબે ખર્ચ ઉઠાવે. હુનૈનના

પ્રખ્યાત યુદ્ધમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રઝાઈ બહેન (એક માતાનું દૂધ પીવાને કારણે સર્જાયેલો ભાઈ બહેનનો સંબંધ) શૈમા યુદ્ધ કેદી તરીકે લાવવામાં આવી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સમક્ષ રજૂ કરવામાં આવી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માનવ સહજ ભાવનાઓને કારણે વ્યગ્ર થઈ ઉઠયા અને મુબારક નયનો અશ્રુભીના થઈ ગયાં. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની ચાદર બિછાવી અને પ્રેમપૂર્વક વાતચીત કરી અને કેટલુંક પશુધન ભેટ તરીકે આપીને તેમને સન્માનપૂર્વક ઘર સુધી પહોંચાડી દીધાં. વળી અન્ય સેંકડો યુદ્ધ કેદીઓના છુટકારાનું પણ તેણી નિમિત્ત બની.

ઈસ્લામે બહેન સાથે માત્ર સદ્‌વર્તનની જ શીખ નથી આપી તેણીને વારસાના ધનમાં પણ ભાગીદાર ઠેરવી છે. દા.ત. જો કોઈ મૃતકે એક પુત્રી અને બહેન વારસદાર તરીકે છોડી હોય તો બંનેને અડધો અડધો ભાગ મળશે અને જો એક પત્ની અને એક બહેન છોડી તો બહેનને ૩/૪ અને પત્નીને ૧/૪ ભાગ મળશે. આ જ પ્રમાણે વિવિધ પરિસ્થિતિઓમાં જો વારસદાર ઠરે તો સ્ત્રીને નિશ્ચિત પ્રમાણ મળશે. જેનું વિગતવાર વર્ણન વિધિશાસ્ત્રીઓએ કરેલું છે.

### (3) સ્ત્રી : પત્ની તરીકે :

પત્નીનું સ્થાન અને મોભા અંગે આપણે પાછલા પાનાઓમાં વાંચી ગયા છીએ, પત્નીના સન્માજનક પદનું એનાથી વધીને કયું મહત્વ હશે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ લગ્ન સંબંધને અડધા દીનની પરિપૂર્તિના સંબંધ તરીકે ઓળખાવ્યો. અને ફરમાવ્યું કે, "બાકી અડધા દીન વિશે અલ્લાહથી ડરતા રહેવું જોઈએ." આ રીતે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અડધા દીન અને ઈમાનની સુરક્ષા અને સલામતીના માધ્યમ તરીકે પત્નીને સ્થાપિત કરી.

હદીષે કુદસીમાં અલ્લાહ તઆલાએ "ત્રણ પ્રકારની વ્યકિતઓની

સહાય મારા શીરે છે" એવું ફરમાવ્યું છે. તે પૈકી એક વ્યકિત તે પણ છે, જે ચારિત્ર્ય–સુરક્ષા માટે લગ્ન કરે. અલ્લાહ તઆલાનું આ ફરમાન પત્નીના ગૌરવને મુઠ્ઠી ઊંચેરું સાબિત કરે છે. ઈસ્લામી અર્થ વ્યવસ્થાના નિયમ અનુસાર પત્ની પણ વારસાની સંપત્તિ ઉપર અધિકાર ધરાવે છે. જગતનો ઈતિહાસ સાક્ષી છે કે, પત્નીને આ અધિકાર સૌ પ્રથમ ઈસ્લામે જ અપ્યો.

## (૪) સ્ત્રી : માતા તરીકે :

ઈસ્લામે 'માતા'ની હૈસિયતથી સ્ત્રીના ગૌરવને એટલી ઉચ્ચતા અર્પી છે કે, પુરૂષ તીવ્ર ઉત્કંઠા સેવે તો પણ આ ઉચ્ચતાને નથી મેળવી શકતો. અલ્લાહ તઆલાએ માતાના આ ગૌરવને સમજાવવા માટે (તવહીદ) ના આદેશ અને શીર્ક (બહુ ઈશ્વરવાદ)ની મનાઈ પછી માતા પિતા સાથે સદ્‌વર્તન અને ઉપકાર કરવાનો આદેશ આપ્યો. અને માતા પિતાના આ ઉચ્ચ સ્થાનને કુર્આનમાં વિભિન્ન સ્થળોએ વિવિધ અંદાઝમાં સ્થાનાંકિત કર્યુ એટલું તો વિશ્વાસપૂર્વક કહી શકાય તેમ છે કે ઈસ્લામમાં પિતા કરતા માતાનું સ્થાન અનેક દ્રષ્ટિકોણથી વધારે ઉચ્ચ અને માનવંત છે.

હઝરત અબૂ હુરયરહ (રદી.) એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને લગાતાર ત્રણ વાર પ્રશ્ન કર્યો કે, મારી સદ્‌વર્તણૂકનો સૌથી વધારે અધિકારી કોણ છે? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્રણવાર જવાબ આપ્યો કે, "તારી માતા" અને ચોથી વાર આપે ફરમાવ્યું "તારા પિતા." આ જ કારણ છે કે, "જિહાદ"માં જવાની પરવાનગી માંગનાર એક સહાબી (રદી.)ને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આદેશ આપ્યો કે, માતાની સેવા ચાકરી કરો, તેણીના ચરણોની નીચે જન્નત છે.

એક વ્યકિતએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં આવીને પોતાની માતાના ખરાબ સ્વભાવની ફરિયાદ કરી. આપ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, તેણી આજે જ ખરાબ થઈ ગઈ? જ્યારે તને નવ માસ સુધી ગર્ભમાં રાખ્યો તે વેળા ખરાબ ન હતી? તે વ્યકિતએ પોતાની ફરિયાદનો પુનરોચ્ચાર કર્યો. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું "તેણી તે સમયે ખરાબ ન હતી જ્યારે સતત બે વર્ષ સુધી તને સ્તનપાન કરાવતી હતી ?" તે વ્યકિત એ ફરી પોતાની વાતને દોહરાવી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું "તેણી તે વખતે દુર્જન ન હતી જ્યારે તારા માટે રાત્રિના ઉજાગરાઓ સહન કરતી હતી ?" તે વ્યકિતએ કહ્યું "જરૂર આ બધો તેનો ઉપકાર છે પરંતુ હું તેના ઉપકારનું ઋણ અદા કરી ચૂકયો છું, મેં તેણીને મારા ખભા ઉપર બેસાડીને હજ કરાવી" હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ વાત સાંભળીને અત્યંત વેધક અંદાઝમાં ફરમાવ્યું "તારી માતાએ તને જણતી વેળા કરેલી આહો પૈકીની એક આહનું પણ ઋણ હજુ તેં ચુકવ્યું નથી." આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ શબ્દોએ તો માતાના ગૌરવને એટલી ઉચ્ચતા આપી દીધી છે કે, કોઈ પિતા આ ગૌરવપૂર્ણ સ્થાનને લાખ પ્રયત્નો છતાં પણ નથી મેળવી શકતો કેમકે, તે પ્રસૂતિની પીડા ઉઠાવવાથી કુદરતી રીતે જ વિવશ છે. આ જ તો કારણ હતું કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની દૂધ માતા હઝરત હલીમા (રદી.)ને 'માં'થી સંબોધતા હતા અને પોતાની મુબારક ચાદર આદર સહિત હઝરત હલીમા (રદી.) માટે બિછાવી દેતા હતા.



# પ્રકરણ-૪

## ચારિત્ર્ય રક્ષા માટેની ઇસ્લામી નીતિ

અંતિમ અકાશી ગ્રંથ કુર્આનમાં માનવીના જાન, માલ અને સ્વાભિમાન તથા ઈઝઝતની સુરક્ષા માટેની એક પરિપૂર્ણ વ્યવસ્થા અને નિયમો દર્શાવી દેવામાં આવ્યા છે. 'કિસાસ'ના કાનૂન દ્વારા જાનની સુરક્ષા અને ચોરી માટે કાંડા કાપી નાખવાની સજાની જાહેરાત કરી ને માલની સુરક્ષાની વ્યવસ્થા સહિત, ચારિત્ર્ય, ઈઝઝત, આબરૂની સુરક્ષા માટે પણ ઈસ્લામે એક અસરકારક વ્યવસ્થા આપી છે. જો ચારિત્ર્યની સુરક્ષા માટે કોઈ રૂપરેખા બનાવવામાં ન આવે તો સામાજિક ચારિત્ર્ય અને કૌટુંબિક વિકાસના માર્ગો જ રૂંધાઈ જાય અને માનવ સમાજ અસલામતિની ગર્તામાં ધકેલાઈ જાય.

માનવીના ચારિત્ર્ય અને આબરૂને બે બાબતો અત્યંત નુકસાન––કારક હદ સુધી ડહોળી નાખે છે. (૧) વ્યભિચાર (૨) વ્યભિચારનો આક્ષેપ. કુર્આને આ બંને દૂષણોને પોતાના વિશિષ્ટ દંડવિધાનમાં 'અપરાધ' ઠેરવીને આ બંને અપરાધો માટે કડક સજાનું સૂચન કર્યુ. આમ ચારિત્ર્યની સુરક્ષાની દ્રષ્ટિએ કુર્આને સ્ત્રીને એટલું ઉચ્ચ સ્થાન આપ્યું કે, તેણીની ઈઝઝતની રક્ષાના માર્ગમાં અવરોધરૂપ નિવડતાં દૂષણોને પોતાના કાનૂનમાં અપરાધ ઠેરવીને તેના માટે કડક સજા જાહેર કરી અને એક દ્રષ્ટિએ સ્ત્રીની ચારિત્ર્યશીલતા માટે વિસ્ફોટક એવી પુરૂષોની આંધળી વાસનાઓ ઉપર અંકુશ મૂકયો.

ઈસ્લામ વ્યકિતની નીતિમત્તા, ચારિત્ર્યશીલતા અને ઉચ્ચતાનું અસાધારણ મહતવ આંકે છે. અને એક એવો સ્વચ્છ સમાજ સ્થાપવા

ઈચ્છે છે, જેમાં ચારિત્ર્યક સદ્‌ગુણોનું વ્યાપક ચલણ હોય. તેથી વ્યકિતના ચારિત્ર્યની સલામતી માટે વિભિન્ન ઉપાયોને ઈસ્લામે આગવી રીતે પોતાની સમાજ વ્યવસ્થામાં સ્થાન આપ્યું છે. ઈસ્લામે અપનાવેલા આ રક્ષણાત્મક ઉપાયો અને પદ્ધતિઓનું ટુંકમાં વર્ણન કરવું પ્રાસંગિક લેખાશે, જેથી ઈસ્લામનો આ વિશેનો ન્યાયપૂર્ણ દ્રષ્ટિકોણ સારી રીતે સામે આવી જાય, અને વ્યભિચાર તથા જાતિયવૃત્તિઓની અમર્યાદિત વ્યાપકતાથી સમાજને રક્ષણ મળી રહે તે માટે ઈસ્લામે અપનાવેલો પ્રાકૃતિક અભિગમ પણ આપણી સમક્ષ સ્પષ્ટ થઈ જાય.

## (૧) પહેલો રક્ષણાત્મક ઉપાય પ્રેરણા અને ચેતવણી :

પ્રેરણા અને ચેતવણી એ બે એવા તત્વો છે જેનો ઉપયોગ સૃષ્ટિના સર્જનહારે માનવજાતને અપાયેલા સંદેશમાં સદા કર્યો છે. આ જ કારણ છે કે, ખુદાના તમામ પયગમ્બરો "ખૂશખબર આપનાર" અને "ચેતવનાર"ની હૈસિયતથી જ તશરીફ લાવ્યા. વ્યકિતને કયારેક તો અપરાધની ગંભીરતા અને દુષ્પરિણામોનો ભય અપરાધથી અટકાવે છે. તો કયારેક આખિરતમાં પુરસ્કાર અને અકલ્પ્ય વળતરની પ્રાપ્તિનો ઉત્સાહ તેને સદ્‌કાર્યની પ્રેરણા આપે છે.

ઈસ્લામે કુર્આન અને સુન્નતના માધ્યમ દ્વારા વ્યભિચાર જેવા વિનાશક દૂષણને નાથવા વિભિન્ન સ્વરૂપે પ્રયત્નો કર્યા. પ્રથમ તો તેની ભયંકરતા અને વિનાશકતાને આ રીતે સમજાવતા કુર્આને ફરમાવ્યું, **"વ્યભિચારની નજદીક પણ ન ફરકો, નિઃસંદેહ તે નિર્લજ્જતાભર્યુ કૃત્ય છે."** કુર્આને અહીં માત્ર વ્યભિચારની જ મનાઈ નથી કરી બલકે વ્યભિચાર તરફ દોરી જતા તમામ માર્ગોથી પણ સાવચેત રહેવાની શીખામણ આપી છે. કુર્આને વ્યભિચારને "નિર્લજ્જતા", પાપયુકત દૂષણ વગેરે નામે ઓળખાવ્યો છે. આ દ્રષ્ટિએ વ્યભિચાર એ અલ્લાહે બાંધેલી

મર્યાદાઓને ઓળંગી જવા બરાબર છે. અને અલ્લાહની હદોને ઓળંગવાનું નિર્ધારિત પરિણામ અલ્લાહનો અઝાબ અર્થાત જહન્નમ છે.

અલ્લાહના માનવંત પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ વારંવાર આ હલકટ કૃત્યની નિંદા કરી છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, વ્યભિચાર વેળા માણસના હૃદયમાંથી ઈમાન નીકળીને તેના માથા ઉપર છતની માફક અધ્ધર લટકાયેલું રહે છે. જ્યારે વ્યકિત આ દુષ્કૃત્યથી પરવારી જાય છે ત્યારે ઈમાન પૂનઃ હૃદયમાં સ્થાન મેળવી લે છે. વળી વ્યભિચાર એ દુષ્કાળ અને અસાધ્ય રોગોનું બળવાન નિમિત્ત હોવાનું જાહેર કરતા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું "**જે સમાજમાં વ્યભિચાર ફેલાઈ જાય છે તો અલ્લાહ તઆલા તે સમાજને દુષ્કાળ અને પ્લેગમાં સંડોવી દે છે.**" એક વેળા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "વ્યભિચારીની ગરદનમાંથી ઈસ્લામની રસ્સી છૂટી જાય છે. જેણે વ્યભિચાર કર્યો, શરાબ પીધો યા ચોરી કરી તેણે પોતાની ગરદનમાંથી ઈસ્લામની રસ્સીને કાઢી ફેંકી દીધી."

## (૨) બીજો રક્ષણાત્મક ઉપાય લગ્ન :

વાસનાઓની નિરંકુશ ઢબે પૂર્તિ કરવી એ પશુતાનું લક્ષણ છે. માનવી સર્જનહારનું એક વિશિષ્ટ અને સર્વ શ્રેષ્ઠ સર્જન હોવાથી એની વાસનાઓને નિરંકુશપણે વિકસવા દેવાય નહી, કેમકે એમાં માનવ સભ્યતાની ક્રુર મશ્કરી છે. માનવીની સામાજીક વ્યવસ્થાને પ્રગતિના માર્ગ તરફ લઈ જતી અટકાવવામાં બે-લગામ જાતીય વાસનાઓ વિનાશક ભાગ ભજવતી રહી છે. તેથી પ્રત્યેક વ્યકિત પોતાના પ્રાકૃતિક એવા જાતીય તકાજાઓને શાંતિપૂર્વક અને સન્માન સહિત નિશ્ચિંત બનીને સંતોષી શકે તે માટે કોઈ અસરકારક વ્યવસ્થાનું હોવું અનિવાર્ય બની જાય છે.

વિભિન્ન યુગોમાં માનવજાતિને આ હકીકતનું નિરંતર ભાન રહયું છે. અને આ જાગૃતિને કારણે જ દરેક જાતિ અને ધર્મ વ્યવસ્થાએ માનવીની જાતીય આવશ્યકતાઓની તૃપ્તિ માટે કંઈક ને કંઈક આયોજન જરૂર કર્યું છે. પરંતુ આ આયોજનો માનઘડત અને ટુંકી માનવ બુધ્ધિ ઉપર નિર્ભર હોવાથી એવી સફળતા ન મેળવી શકયા જે ખરેખર મળવી જોઈતી હતી. કારણ કે, માનવઘડિત આયોજનો કદી પણ સમય અને સંજોગોની અનિશ્ચિતતાને જીરવી શકતા નથી. સંસારની વિભિન્ન જાતિઓ અને ધર્મોમાં લગ્ન વ્યવસ્થાનું સ્વરૂપ અનેક પ્રકારની ઉણપોથી ભરપૂર છે. અને સ્વાભાવિક રીતે જ ઈશ્વરીય આધારથી વંચિત હોવાને કારણે તેનાથી 'લગ્ન'નો ઉદ્દેશ પૂર્ણ થવાને બદલે મૂળભૂત સમસ્યાઓ યથાવત રહી અને વાસનાઓ જે છૂટો દોર શોધતી હતી તે દોર તેને મળી રહ્યો.

આ સંદર્ભમાં ઈસ્લામનું વલણ મધ્યમમાર્ગી છે. અને પારંપરિક લગ્ન વ્યવસ્થાઓના દોષોથી ઈસ્લામનું લગ્ન વિધાન મૂકત છે. ઈસ્લામ એ બાબત પ્રત્યે જાગૃત છે કે, કેવળ વાસનાપૂર્તિના અનુચિત માર્ગો ઉપર પ્રતિબંધ લાદી દેવામાં જ સમસ્યાઓનો ઉકેલ નથી. આ પ્રકારનું વલણ એક જીવંત વ્યવસ્થા માટે કદાપી અનુકૂળ નથી હોઈ શકતું. વાસનાપૂર્તિના સંદર્ભમાં ઈસાઈઓના ધાર્મિક અભિગમની કરૂણ નિષ્ફળતાનું પણ આ જ કારણ સામે આવે છે કે, ઈસાઈ ધર્મ વ્યવસ્થાએ જાતિય વલણોને અંકુશિત કરવાના પ્રયાસોમાં અતિરેક દાખવ્યો અને જાતિય તકાઝાઓની ઉચિતપૂર્તિને પણ અયોગ્ય ઠેરવી દીધી. આ જ કારણે ખ્રિસ્તી સમાજમાં વ્યભિચાર અને અમર્યાદિત જાતિય સ્વચ્છંદતાને છૂટો દોર મળી ગયો અને ધર્મ કેવળ એક દંભ માત્ર બની ગયો. અને અનેકવિધ સામાજિક સમસ્યાઓએ પોતાનો વિકરાળ પંજો ફેલાવી દીધો.

આ તો થઈ જાતિયવૃત્તિઓ પ્રત્યેના નકારાત્મક અને અપ્રાકૃતિક દષ્ટિકોણની વાત. બીજી તરફ જાતિય વૃત્તિઓને નિરકુંશપણે વિકસવા

અને ફેલાવા દેવાનો અભિગમ પણ એટલો જ ભયાનક અને વિનાશક છે. આ પ્રકારના અભિગમના પરિણામોથી આજના સભ્ય દેશો અને સુધરેલા સમાજો બરાબર પરિચિત થઈ ચૂકયા છે. અને એ કડવા પરિણામોનો સ્વાદ આજે પણ ચાખી રહયા છે. સ્ત્રીઓની સ્વચ્છંદતા અને પુરૂષમૈત્રી જેવા આધૂનિક મૂલ્યોએ પાશ્ચાત્ય સંસ્કૃતિના કૌટુંબિક મૂળીયાઓને હચમચાવી નાખ્યાં છે.

સ્ત્રી સ્વાતંત્ર અને સ્ત્રી સન્માનના નામે રજૂ કરવામાં આવતા વિવિધ કાર્યક્રમોએ સમગ્ર આધુનિક જગતના નૈતિક સૌંદર્યને વિકૃત કરી નાખ્યું છે. અને કૌટુંબિક અશાંતિ, નિર્લજ્જતા, સમાજિક વ્યવસ્થાનું અવમૂલ્યન, વંશમાં ભેળસેળ, અસાધ્ય બિમારીઓ, લગ્નેતર સંબંધો દ્વારા જન્મેલા બાળકોની સમાસ્યાઓ જેવી અનેકવિધ આપત્તિઓની હારમાળા સર્જી છે. અને આ પછી પણ મૂળ સમસ્યા ઉકલવાને બદલે વધુને વધુ જ ગુંચવાઈ છે. આ પ્રકારના વલણોના નિષ્ફળ સમર્થકો પોતાની નિષ્ફળતામાં એટલા આગળ વધી ગયા છે કે, તેમના માટે ત્યાંથી પાછા ફરવું જ અશકય બની ગયું છે.

વાસ્તવમાં માનવ પ્રકૃતિની આ અનિવાર્ય જરૂરતની તૃપ્તિ માટેના આયોજનો પોતાના પાયાના દ્રષ્ટિકોણમાં જ ભૂલ કરતા હોવાથી પોતે જ સમસ્યારૂપ બની ગયા છે. અશાંત માનવતાને વાસ્તવમાં એક એવી પરિપૂર્ણ વ્યવસ્થાની જરૂરત છે, જે માનવ પ્રકૃતિ અને માનવ સ્વભાવની માંગણીઓ અને લાગણીઓ સાથે સો ટકા સુસંગત હોય. સૃષ્ટિના સર્જનહારે માનવીની આ પ્રકૃતિને દ્રષ્ટિ સમક્ષ રાખીને એક અત્યંત અનુકૂળ એવી ટકાઉ લગ્ન વ્યવસ્થા અર્પણ કરી અને આ દ્વારા જાતિયવૃત્તિની કુશળતાપૂર્વક માવજત કરી. ઈસ્લામે લગ્નની પૂરજોશ હીમાયત કરી, અને બીજી તરફ અમર્યાદિત જાતિય વૃતિઓ પ્રત્યે કડક વલણ અપનાવ્યું. ઈસ્લામના આ મધ્યમ માર્ગીય અભિગમને પરિણામે

એક સુઘડ અને પવિત્ર સમાજ વ્યવસ્થા અસ્તિત્વમાં આવી અને જાતિય સમસ્યાઓથી ખિન્ન માનવતા શાંત અને સલામત જીવનના ધોરી માર્ગ ઉપર પૂનઃ ગતિશીલ થઈ શકી.

કુર્આને શિખામણ આપી કે, તમારા પૈકી પુખ્ત વયના શકિતમાન લોકાને લગ્નગ્રંથિથી જોડી દેવા જોઈએ. આ બાબતમાં કોઈ અનુચિત વિલંબ કદાપિ આવકાર્ય નથી. વિચારવાની વાત એ છે કે, કુર્આને આખા સમાજના શિરે આ જવાબદારી નાખી છે કે, લગ્નને લાયક સ્ત્રી–પુરૂષોના લગ્નનો વેળાસર પ્રબંધ કરો. વાસ્તવમાં આ આદેશમાં એક અત્યંત મહત્વપૂર્ણ સંદર્ભ છૂપાયેલો છે. અને તે છે સામૂહિક જીવન તથા સામાજીક ચારિત્ર્યને તમામ પ્રકારના ભયસ્થાનોથી રક્ષણ પ્રદાન કરવાનો.

ચોકકસ વાત છે કે, જો એક નવયુવકની જાતીય જરૂરીયાત પૂર્ણ નહી થઈ શકે તો નિર્ધારિત રીતે જ વાસનાનો આવેગ તેને અનૂચિત ઢબે જાતીય ઈચ્છા પૂર્ણ કરવા તરફ દોરી જશે. અને તેનું સીધુ દુષ્પરિણામ આખા સમાજ જીવનની શાંતિને હચમચાવશે. ચારિત્ર્યશીલતા અને ચારિત્ર્ય ગૌરવના મહત્વનું તો આ પરિણામ છે કે, પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ લગ્ન કરવાની પ્રેરણા આપતાં ફરમાવ્યું કે, તમારા પૈકી દરેકે (દામ્પત્ય જીવનની જવાબદારીઓને પોષી શકે તેવી વ્યકિતએ) લગ્ન કરવાં જોઈએ. કેમકે તે કામેચ્છાને ઔચિત્ય બક્ષે છે.

એક વેળા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તમારા પૈકી જે કોઈ અલ્લાહને પવિત્ર બનીને મળવા ઈચ્છે તેમને જોઈએ કે સજજન સ્ત્રીઓ સાથે લગ્ન કરે. એક વેળા અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "તે પુરૂષ દરિદ્ર છે જે પત્ની વિહોણો હોય." સહાબાએ પૂછયું કે, તે ધનવાન હોય તો પણ ?

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉત્તરરૂપે ફરમાવ્યું કે, હા, તો પણ તે પુરૂષ ગરીબ છે " કુર્આને સમાજના સભ્યોને લગ્નની પ્રેરણા આપતા એવી સમસ્યાઓથી ડરી ન જવાથી પણ શિખામણ આપી છે, જે લગ્નના માર્ગમાં અવરોધરૂપ બની શકે છે. આ પૈકીની સૌથી મોટી સમાસ્યા લગ્નને કારણે આવી પડતી આર્થિક જવાબદારીઓના નિભાવ અને આર્થિક દુર્દશાને સ્પર્શતી છે. કુર્આને કરીમે લગ્નના ઈચ્છુકને આશ્વાસિત કરતા ફરમાવ્યું કે **"લગ્ન કરો. જો તમને આર્થિક દુર્દશાની ચિંતા હોય તો, ભવિષ્યમાં અલ્લાહ ચાહશે તો તમને આર્થિક રીતે પણ સધ્ધર કરી દેશે."**

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાનું કથન છે કે, "ત્રણ વ્યકિતઓની સહાય કરવાની જવાબદારી મેં મારા શિરે ઉપાડી લીધી છે આ ત્રણ પૈકી એક તે વ્યકિત પણ છે જેણે ચારિત્ર્ય સુરક્ષા અર્થે લગ્ન કર્યા હોય. હઝરત ઈબ્ને મસઊદ (રદી.)નું કથન છે કે, લગ્ન દ્વારા સંપન્નતા શોધ્યા કરો. આ બાબતો ઉપરથી સ્પષ્ટપણે સમજાય જાય છે કે, ઈસ્લામે લગ્નબંધનની કેટલી બધી તીવ્રતા સહિત હિમાયત કરી છે. આ તીવ્ર હિમાયતનું મૂળભૂત કારણ માનવ પ્રકૃતિની એક અનિવાર્ય જરૂરિયાતની સમતુલાપૂર્ણ માવજતને જ સ્પર્શે છે. આ મધ્યમાર્ગી સંતુલિત આયોજન દ્વારા ઈસ્લામે વ્યકિત અને સમૂહના ચારિત્ર્યની સુરક્ષા અર્થે અભૂતપૂર્વ ભૂમિકા ભજવી છે. આ તો થઈ નિકાહ માટે વ્યકિતને ઉત્સાહ, પ્રેરણા, અને પ્રોત્સાહન આપવાની વાત.

ઘણી વાર કેવળ પ્રેરણા અને પ્રોત્સાહન સો ટકા અસરકારક સાબિત નથી થઈ શકતાં તે બાબતને દ્રષ્ટિ સમક્ષ રાખીને ઈસ્લામી શરીઅતે કડક વલણ પણ અપનાવ્યું છે. અને આ સંદર્ભમાં ચારિત્ર્યની સલામતી માટે ફરજિયાત લગ્ન કરવાનો અને ઉચિત ઢબે કામ વાસના

પૂર્ણ કરવાનો આદેશ પણ અપાયો છે. વિધિવેત્તાઓએ કુર્આન અને હદીષના પ્રકાશનમાં આ મુદ્દાનો તલસ્પર્શી અભ્યાસ કર્યા પછી આ નીતિનું નિર્ધારણ કર્યુ છે કે, જ્યારે કોઈ વ્યકિત ઉપર કામેચ્છા સવાર થાય અને તેની અતૃપ્તિ અસહ્ય થઈને અલ્લાહની સીમાઓને તોડવાનું નિમિત્ત બની જાય તો, આ સંજોગોમાં એક સાચા મુસલમાન માટે લગ્ન અનિવાર્ય (વાજીબ) બની જાય છે. આ પ્રકારનું કડક વલણ એક વૈજ્ઞાનિક પીઠબળ પણ ધરાવે છે.

જાતિય વિજ્ઞાનના નિષ્ણાંતો (Sexologists)ના મત અનુસાર કામેચ્છાને બળજબરી પૂર્વક રોકવાથી મનોવિકૃતિ, ચિંતાઓ, જનનેદ્રીયની ખામી, વિચારોની અસ્વચ્છતા જેવી સમસ્યાઓ જન્મે છે. અને કયારેક તો ગંભીર પ્રકારની અસાધ્ય ગુપ્ત બિમારીઓ પેદા કરે છે. જે વ્યકિતના જીવનને અશાંત અને નીરસ બનાવી દે છે. આખરે કોઈતો કારણ હતું કે, અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક અત્યંત નિર્ધન અને ગરીબ કે જેની પાસે નજીવી ચીજવસ્તુઓ સિવાય કંઈ ન હતું, લગ્ન કરવાની પરવાનગી આપી.

ઈસ્લામના આ પ્રકારના વલણથી એ હકીકત ફલિત થાય છે કે, વ્યકિત અને સમાજ માટે વૈચારિક શુધ્ધતા અને ચારિત્ર્યિક નિર્મળતા એક આવશ્યક અંગ છે. જેના વગર વ્યકિત ન તો આ જગત જીવનમાં શાંતિપૂર્ણ રીતે રહી શકે છે, અને ન મરણ પછીના જીવનમાં તે અલ્લાહની નજરે કૃપાપાત્ર ઠરી શકે છે.

### (3) ત્રીજો રક્ષણાત્મક ઉપાય – બહુપત્નીત્વ :

આમ તો બહુપત્નીત્વ તે મુદ્દાઓ પૈકીનો એક મુદ્દો છે જેને ઈસ્લામના વિરોધીઓ અને કહેવાતા બુદ્ધિજીવીઓ અવાર નવાર ઈસ્લામ અને મુસલમાનોની 'મજાક' કરવાના હેતુસર એક હથિયાર તરીકે

પ્રયોજતા રહે છે. પરંતુ વિરોધીઓના આ પ્રકારના હલકટ આક્ષેપો અને વ્યંગ એ કેવળ ઈર્ષ્યાનું જ માત્ર પરિણામ છે અને ઈર્ષ્યાને અકકલ નથી હોતી.

બહુપત્નીત્વનો વિરોધ કરનારાઓ વાસ્તવમાં પોતાની સામાજિક વિચારશૈલીની નિષ્ફળતાથી ચિંતિત છે. પરંતુ માનવીની નબળાઈઓ છે કે તે પોતાની ખામીઓને વિસારે પાડી દે છે, અને બીજાની ઉણપો શોધવામાં મંડી પડે છે. બહુપત્નીત્વની મશ્કરી કરનારાઓની માનસિક દરિદ્રતા તો તે વખતે છતી થાય છે, કે જ્યારે તેમના મત પ્રમાણેનું દૂષણ (બહુ––પત્નીત્વ) સમાજમાં ભૂષણરૂપ પુરવાર થાય છે. પરિણામે આ વિરોધીઓને જ ઈસ્લામના માનવતાવાદી અને પ્રાકૃતિક જીવન બંધારણની જાદુઈ સફળતાની અનિચ્છાએ પણ પ્રશંસા કરવી પડે છે. બહુપત્નીત્વના સંદર્ભમાં પણ અનેક વિદ્વાનોએ ઈસ્લામની મુકતકંઠે પ્રશંસા કરી છે. અને એ હકીકત સ્વીકારી છે કે, કોઈ પણ જીવંત સમાજ વ્યવસ્થા આ પ્રકારના અભિગમ વગર ફળદાયી નથી નીવડી શકતી.

હિન્દુમત સ્ત્રીને ન તેણીનું આત્મગૌરવ અર્પી શકયો, ન તેને સંપત્તિના અધિકાર આપી શકયો. પરિણામે સ્વરૂપ હિન્દુસ્ત્રીએ પોતાના ધર્મ વિરૂદ્ધ બળવાની જાહેરાત કરી દીધી, અને ઈસ્લામના ન્યાયપૂર્ણ નિયમોને ઉદારતાપૂર્વક વખાણ્યા. આ સંઘર્ષના સમયે હિન્દુ વડાઓએ સત્ય સ્વીકારને બદલે ઈસ્લામના આ ભૂષણને જ દુષણ તરીકે ઓળખાવીને પ્રજા સામે રજૂ કર્યુ. પરંતુ આ પ્રકારના હીન પ્રયાસો કરુણ રીતે નિષ્ફળ નીવડયા. ઈસ્લામનું ભૂષણ ભૂષણ જ રહયું. લાખ પ્રયત્નો છતાં દૂષણ ન બની શકયું.

સૂર્ય સામે ધૂળ નાંખવાથી સૂર્ય ઝાંખો પડે ? આજે હિન્દુ કાયદાએ વિવશ બની ઈસ્લામી કાયદાઓનો આશ્રય લીધો છે. આ વાસ્તવિકતાને ભલે જીભથી નકારી દેવામાં આવે વ્યવહારિક દષ્ટાંતો દ્વારા તે કદાપિ

પાયાહીન નથી ઠરી શકતી. મદ્રાસ હિન્દુસભાએ હિન્દુ કાયદાની સમિતિના નામે જે સ્મૃતિપત્ર મોકલ્યું તેમાં પ્રથમવાર હિન્દુ સમાજ માટે અમૂક સંજોગોમાં બહુપત્નીત્વ અનિવાર્ય હોવાનો સ્વીકાર કર્યો, અને એવું કહેવામાં આવ્યું કે હિન્દુઓ ઉપર પણ એવા સંજોગો આવતા રહે છે જેમાં એક પત્નીને બદલે બહુપત્નીત્વની આવશ્યકતા પડતી હોય છે.

શ્રીમતી એની બેસન્ટે પોતાના એક પુસ્તકમાં એવો ઉલ્લેખ કર્યો છે કે, જ્યારે યુરોપમાં મેં સ્ત્રીઓને વાસનાઓના આવેગોમાં કામાંધ બનીને આમથી તેમ ભટકતી જોઈ તો મને એવી અનુભૂતિ થઈ કે આ બદતર જીવન કરતાં વધારે સારૂં તો એ હતું કે, આ સ્ત્રીઓ કાયદેસર કોઈની બીજી કે ત્રીજી પત્ની હોત અને તેના ખોળામાં કાયદેસરનું (હલાલ) બાળક હોત. વાસ્તવમાં ઈસ્લામી બંધારણ એવું સર્વગ્રાહી અને ચિત્તાકર્ષક છે કે તેની સત્યતાનો જાણે–અજાણે, પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સ્વીકાર કર્યા વિના કોઈ નથી રહી શકતું. જ્યારે કે આપણે આ સંદર્ભમાં કુર્આનના આદેશો અને માર્ગદર્શનને નિહાળીએ છીએ ત્યારે આપણી સમક્ષ આ બાબત સ્પષ્ટ થાય છે કે, કુર્આને માનવજાતિ સામે વિભિન્ન યુગોમાં ઉદ્‌ભવનારા સંજોગોને નજર હેઠળ રાખીને નિયમો નિર્ધારિત કર્યા છે.

માનવજાતિનો ઉદ્‌ભવ એક વ્યકિત હઝરત આદમ (અલ.) અને તેમની એક માત્ર પત્ની હઝરત હવ્વા (અલ.) દ્વારા થયો, પછી આ એક જોડા દ્વારા જ સંખ્યાબંધ નર–નારીઓ ફેલાવી દેવામાં આવ્યાં. અહીં વિચારવાની બાબત એ છે કે, માનવજાતિના ઉદ્‌ભવના પ્રારંભમાં જ્યારે માનવ વસ્તી અને વંશવૃદ્ધિના વધારાની તીવ્ર આવશ્યકતા હતી તે છતાં પણ માનવપિતા હઝરત આદમ (અલ.)ને માત્ર એક પત્ની સાથે જોડવામાં આવ્યા.

હઝરત આદમ (અલ.)ના પ્રારંભિક વંશજોમાં પણ એક પત્નીત્વનો જ સિધ્ધાંત અમલી રહયો છે. અને આજે પણ હઝરત

મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શરીઅતમાં બહુપત્નીત્વ સાથે જે કડક અંકુશો અને શરતો મૂકવામાં આવેલી છે તે જોતાં એવું અનુભવાય છે કે, અંતિમ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શરીઅત પણ ન છૂટકે જ બહુપત્નીત્વની રજા આપે છે. કેમકે પત્નીઓ વચ્ચે ન્યાયપૂર્ણ વ્યવહાર કરવો અને બધી જ પત્નીઓની લાગણીઓને માન આપવું એ ખાવાનો ખેલ નથી. વળી મોટા ભાગના લોકો એક પત્ની દ્વારા દરેક રીતે સંતુષ્ટ હોય છે. અને કોઈ એવી અડચણ બહુમતી કિસ્સાઓમાં નથી હોતી, જે બહુપત્નીત્વ માટે વ્યકિતને વિવશ કરી દેતી હોય જેમાં એક પત્નીત્વ અપનાવવું જ વધારે યોગ્ય ગણી શકાય. આમ ન્યાયના પ્રયત્નોનું એક જ પત્ની તરફ કેન્દ્રીકરણ થતું હોવાથી બહુપત્નીત્વ જેવી મુશ્કેલીઓ વ્યકિતને આખિરતમાં જવાબદાર બનાવવામાં બહુ ઓછો ભાગ ભજવી શકે છે, જો કે એક બીજી પરિસ્થિતિ એવી છે, જેને દ્રષ્ટિ સમક્ષ રાખીને ઈસ્લામે મુસ્લિમ પુરૂષને વધુમાં વધુ ચાર પત્નીઓ કરવાની છૂટ આપી છે

આ બીજી સ્થિતિ સમાજમાં પુરૂષોની અછત અને સ્ત્રીસંખ્યાની અધિકતાને સ્પર્શે છે. ઈતિહાસમાં ઘણીવાર આ સ્થિતિએ વ્યાવહારિક સ્વરૂપ ધારણ કરીને માનવ સમાજને વિકરાળ સમસ્યાઓનો અનુભવ કરાવ્યો છે. યુદ્ધકાળમાં આવું વિશેષ બનતું રહયું છે. આ સ્થિતિમાં કુર્આને આપેલી ચાર પત્નીઓની છૂટ એટલી સર્વગ્રાહી અને સુસંગત છે કે કોઈ પણ બુદ્ધિશાળી વ્યકિત તેના મહત્ત્વને નકારી નથી શકતો. બહુપત્નીત્વની આ છૂટ સ્ત્રી માટે પણ ઉપકારક જણાઈ આવે છે અને વ્યવહારમાં પણ તે ઉપકારક સાબિત થઈ છે. સ્ત્રીઓને સંખ્યાની અધિકતા હોય તેવી પરિસ્થિતિમાં વિધવા, ત્યકતા (તલાકશુદા) નિર્ધન, સૌદર્યથી વંચિત અને સામાજિક દ્રષ્ટિએ ઉતરતા મોભાની સ્ત્રીઓના જીવન અને જાતીય તકાજાઓની પૂર્તિની વ્યવસ્થા કેવી રીતે થઈ શકે ? જો આ માટે ટકાઉ,

સઘન અને સુઘડ વ્યવસ્થા ગોઠવવામાં ન આવે તો સ્ત્રીઓના આત્મ ગૌરવ અને સન્માનની સુરક્ષા શકય નથી બની શકતી.

ઈસ્લામે પોતાના કાયદાની ગતિશીલતા અને સ્થિતિ સ્થાપકતાને અનુકૂળ એવા આયોજનો દ્વારા બહુપત્નીત્વની પરવાનગી આપી છે. જેથી સ્ત્રીઓના મુલ્ય અને ગૌરવને સુરક્ષા પ્રદાન કરી શકાય અને સામાજિક, આર્થિક કે, શારીરિક અપૂર્ણતા ધરાવતી સ્ત્રીઓના જીવનમાં હતાશા ન વ્યાપી જાય. બહુપત્નીત્વ ઉપર જો પ્રતિબંધ લાદવામાં આવે તો આ નિર્બળ સ્ત્રીઓને બેહાલ રઝળતી મૂકી દેવા સિવાય બીજો શો ઉપાય હોઈ શકે છે ? શું એનાથી સમાજમાં માનવશકિતના અવમૂલ્યન અને દુરાચારની વ્યાપકતા જેવા પ્રશ્નો વકરવાના નથી ?

આવા સંજોગોમાં કોઈ પણ બુધ્ધિશાળી વ્યકિત ઈસ્લામની આ ઉદારતાને વખાણશે કે તેણે બહુપત્નીત્વની રજા આપીને નિરાધાર, નિર્બળ સ્ત્રીઓને બીજી ત્રીજી કે ચોથી પત્ની બનાવવાના માર્ગ ને ખુલ્લો રાખ્યો છે. જેથી સામાજિક ચારિત્ર્યની રક્ષા સામે જોખમ ઊભું ન થાય. માનવ જીવનમાં સ્ત્રીઓની અધિક સંખ્યાનો પ્રશ્ન ઉભો થાય ત્યારે સ્ત્રીશકિતના ઉચિત વિનિયોગ માટે ઈસ્લામે ચાર સુધી બહુપત્નીત્વની પરવાનગી આપીને પોતાની પ્રાકૃતિક અને ઉદાર નીતિનો દાખલો બેસાડયો છે. ઈસ્લામની આ ઉદાર નીતિ દ્વારા અસાધરણ સ્થિતિમાં પણ વ્યકિત કે સમાજ વ્યગ્ર અને દિગ્મૂગ્ધ નથી બની શકતા અને ન વિધવા, તલાકશુદા કે નિર્ધન સ્ત્રીઓનું જીવન દુર્ભાગ્યપૂર્ણ વાસ્તવિકતાનું સ્વરૂપ ધારણ કરી શકે છે.

બહુપત્નીત્વ ઉપર પ્રતિબંધ અને બહુપત્નીત્વ પ્રત્યેના કહેવાતા સુધરેલા સમાજોની વિચારશૈલીના પરિણામે બીજી અનેક કૌટુંબિક સમસ્યાઓએ સમાજના પાયાઓને હચમચાવી નાંખ્યા છે. એક

પત્નીત્વની હિમાયત અને એક પત્નીત્વની માન્યતાના ફળ સ્વરૂપ આજે સમાજમાં અનેક લોકો એવા જોવા મળે છે કે, જે પત્ની સિવાયની અન્ય સ્ત્રીઓ સાથે આડા સંબંધો બાંધે છે અને પોતાના શોખ અને રૂચિને પોષે છે. આશ્ચર્યની વાત તો એ છે કે, સુધરેલો સમાજ આને એક પ્રગતિશીલ લક્ષણ અને આધુનિક મૂલ્ય તરીકે ઓળખવે છે.

આ કેવી વિચિત્રતા છે કે એક સાથે અનેક સ્ત્રીઓ સાથે ગેરકાદેસર રીતે લગ્નેતર જાતીય સંબંધો તો બાંધી શકાય પરંતુ કાયદેસર રીતે જો જાતીય સંબંધ સ્થાપવાનું કહેવામાં આવે તો તેના ઉપર રાડારાડ કરી મૂકવામાં આવે ! જો કે રખાત પ્રથા અને સ્ત્રીમૈત્રીના આ વિચિત્ર રિવાજના દુષ્પરિણામોથી તંગ આવી ગયેલા યુરોપ અને અન્ય પ્રગતિશીલ આધુનિક રાષ્ટ્રો હવે વિવશ બનીને ઈસ્લામી કાયદાના ચરણોમાં પોતાનું શિર ઝૂકાવી રહ્યા છે. અને બહુપત્નીત્વનું સમર્થન કરી રહ્યા છે.

માનવ જાતિ માટે એક ત્રીજા પ્રકારની પરિસ્થિતિ પણ સંજોગોવસાત્ આવી શકે છે. આ ત્રીજી સ્થિતિ સ્ત્રીઓની અછત અને પુરૂષોની અતિ સંખ્યાને સ્પર્શે છે. જો કયારેક એવું બને કે પુરૂષોની સંખ્યા સ્ત્રીઓની સંખ્યા કરતાં ઘણીજ વધી જાય તો શું કરવું ? આવી સ્થિતિ કે સમસ્યા હોય તો કેવળ એક સ્ત્રી ઉપર સંતોષ માનવો જોઈએ. અને જો તેણીના જીવન નિર્વાહ અને ભરણ પોષણ ખર્ચના નિભાવની સંપૂર્ણ શકિત ન હોય તો બાંદી સાથે લગ્ન કરી લેવાનું જણાવવામાં આવ્યું છે. સાથે સાથે એક ચોથા પ્રકારની માર્ગદર્શક સૂચના પણ અપાઈ છે. તે એ કે, અગર કોઈ વ્યકિત કોઈ ખાસ કારણોસર લગ્ન કરવા સમર્થ ન હોય તો તેવી વ્યકિતએ પણ ચારિત્ર્યની સ્વચ્છતાનો સંપૂર્ણ ખ્યાલ રાખવો જોઈએ. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આવી વ્યકિતને રોઝા દ્વારા વાસનાઓને અંકુશિત કરવાનો અસરકારક ઉપાય સૂચવ્યો છે.

વિચાર તો કરો, ઈસ્લામ સિવાય કઈ વ્યવસ્થા એવી હશે જે તમામ પ્રકારની સંભવિત સમસ્યાઓનો આ પ્રકારે ઉકેલ સૂચવીને માનવ સમાજને દરેક પ્રકારની મૂંઝવણોથી બચાવી લેતી હોય?

અહીં એ વાત ખાસ ધ્યાન રાખવા જેવી છે કે, "બહુપત્નીત્વ કેવળ એક છૂટ છે, કોઈ આદેશ નથી." અસામાન્ય સંજોગોમાં એક ઉપચાર તરીકે તેને અપનાવી શકાય છે. બહુપત્નીત્વ સાથે જે કડક અંકુશો લાદવામાં આવ્યા છે તે જોતાં એવું જણાય છે કે, બહુપત્નીત્વ અપનાવીને બધી જ પત્નીઓ સાથે સમાનતાપૂર્ણ વ્યવહાર ન કરવાનું પરિણામ અલ્લાહનો પ્રકોપ છે. આથી જ શોખ ખાતર વિના કોઈ લાચારીએ બહુપત્નીત્વ અપનાવવું એ કદાપિ ઈસ્લામી દ્રષ્ટિકોણ સાથે સુસંગત નથી હોઈ શકતું.

અલ્લાહ તઆલાએ સ્વયં સાવચેત કરતા માનવજાતિને ફરમાવ્યું છે કે, તમે ગમે તેટલી કાળજી રાખો તો પણ બધી જ પત્નીઓ સાથે ન્યાયપૂર્ણ વ્યવહાર દાખવવો એ ઘણી જ કપરી વાત છે અને પોતાને કસોટીની એરણ ઉપર ચડાવવા બરાબર છે. જો કે કુર્આનના વિવરણકર્તાએ પત્નીઓ વચ્ચે કેટલીક પ્રાકૃતિક રીતે અપનાવાતી અસમાનતાઓના સંદર્ભમાં જણાવ્યું કે આ અસમાનતાઓ સ્વાભાવિક છે અને તેને 'અન્યાય' માં ગણવી યોગ્ય નથી. માનવી અનેક પ્રકારના આવેગો ધરાવે છે. અને આ આવેગો એક કુદરતી બાબત છે. તેથી આ પ્રકારની લાગણીઓ અને આવેગોના પ્રભાવને કારણે કોઈ પત્ની પ્રત્યે આકર્ષણ વધુ હોય યા બધી પત્નીઓ પ્રત્યે પ્રેમભાવનાઓમાં તફાવત હોય તો તે એક સ્વાભાવિક વસ્તુ છે. કેમકે લાગણીઓ અને ભાવનાઓ માનવીના કાબુમાં નથી હોતી. આ છતાં પણ માનવ સ્વભાવની આ કુદરતી નબળાઈના કારણે એવું પણ બની શકે છે વ્યકિત એક પત્ની તરફ એટલો બધો આકર્ષાય જાય કે બીજીથી તદ્દન વિમુખ થઈ જાય. આ સ્થિતિ અનિચ્છનીય છે. આ વાસ્તવિકતાઓને નજર

હેઠળ રાખીને કુર્આને સ્પષ્ટપણે ઉલ્લેખ કરી દીધો કે તીવ્ર મજબૂરી વિના બહુપત્નીત્વ અપનાવવું ન તો ઉચિત્ છે અને ન વાસ્તવિક. આ જ કારણ છે કે બીજી પત્ની લાવવાની પરવાનગીને કુર્આને એક આકરી શરત ઉપર નિર્ભર રાખી છે અરબી ભાષા પ્રયોગમાં જ્યારે કોઈ પણ વાતને વાકયમાં શરતને આધીન દર્શાવવામાં આવે તો એ શરતની પૂર્તિ વિના એ વાત નિરર્થક બની જાય છે.

કુર્આનનો આદેશ છે કે જો તમને ભય હોય કે બધી પત્નીઓ વચ્ચે ન્યાય નહિ કરી શકો તો એક જ પત્ની ઉપર સંતોષ માનો, બીજી પત્નીથી લગ્ન કરવાની પરવાનગી ન્યાયની શરત વિના ન આપી શકાય, આ જ કારણે કુર્આનના પ્રખર અભ્યાસી એવા વિધિવેત્તાઓએ કુર્આનની આ આયતને આધારે એવી સ્પષ્ટતા કરી છે કે પતિ ઉપર ન્યાય અને સમાનતાપૂર્ણ વ્યવહાર ફરજિયાત છે. જેને ત્યજીને બહુપત્નીત્વની કોઈ ગુંજાઈશ નથી. આખરે કોઈ તો કારણ હતું કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ન્યાયપૂર્ણ વ્યવહારની અત્યંત કાળજી રાખતા હતા. અહીં સુધી કે જીવનના અંતિમ શ્વાસો વેળાએ પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ અંગે જાગૃત હોવાના ઉલ્લેખો જોવા મળે છે. એક રિવાયત અનુસાર જીવનના અંતિમ દિવસોમાં સખ્ત બીમારી દરમ્યાન પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પૂછપરછ કરી હતી કે આવતી કાલે ક્રમ મૂજબનો વારો મારી કઈ પત્ની સાથે છે ? વળી પોતે તમામ પ્રકારના પાપો અને ખરાબીઓથી પવિત્ર હોવા છતાં તથા ન્યાય અને સમાનતાના પુરસ્કર્તા હોવા છતાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સદા અલ્લાહથી દુઆ માંગ્યા કરતા હતાં કે, "અય અલ્લાહ ! જે બાબતોમાં હું કાબૂ ધરાવું છું તે બાબતોમાં તો મેં ન્યાયનો ખ્યાલ રાખ્યો અને જે બાબતો ઉપર આપનો કાબૂ છે. (અર્થાત હૃદય અને હૃદય ભાવનાઓ) તેમાં મારી પકડ ન ફરમાવજો"

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ પ્રકારના અભિગમ થી એ વાત સ્પષ્ટ થાય છે કે માણસ કેવળ શોખ ખાતર બહુપત્નીત્વ અપનાવીને પત્નીઓ વચ્ચે ન્યાય ન કરે તેનાથી સારૂં તો એ છે કે, એક જ પત્નીત્વ અપનાવીને બિન જરૂરી જોખમમાં ન પડે.

## (૪) ચોથો રક્ષણાત્મક ઉપાય – ગતિશીલ તલાક વ્યવસ્થા

ઈસ્લામી તલાક પ્રથા વિરૂદ્ધ વર્તમાન યુગના બુદ્ધિજીવીઓ અને પ્રગતિવાદીઓ દ્વારા જે બૂમરાણ મચાવવામાં આવે છે અને ઈસ્લામ વિરૂદ્ધ માનવજાતને ભડકાવવા માટે જે રીતે આ મુદ્દાને પ્રયોજવામાં આવે છે તે જોતાં એવું જણાય છે કે, પ્રગતિવાદીઓનું આ એક મોટું હથિયાર છે. જેના દ્વારા તેઓ ખૂબ સરળતાથી લોકોના માનસમાં ઈસ્લામ વિશે એક વિકૃત છબી અંકિત કરી શકે છે.

જો કે, અત્યાર સુધીના અનુભવો એ બાબતની સાક્ષી પૂરે છે કે, ઈસ્લામના અન્ય સિદ્ધાંતોની જેમ જ તલાક વ્યવસ્થા પણ સામાજિક ચારિત્ર્યની સુરક્ષા માટે અત્યંત અસરકારક પૂરવાર થઈ છે. બિનઈસ્લામી સમાજોમાં જોવા મળતા ચારિત્ર્યક દૂષણો અન અનૈતિક દુર્ગુણો માટે અન્ય પરિબળોની સાથે તલાકની અપ્રાકૃતિક પધ્ધતિ પણ જવાબદાર છે. આપણે પહેલા બીન ઈસ્લામી સમાજોની તલાક પ્રથા ઉપર એક નજર ફેરવી લઈએ જેથી ઈસ્લામી તલાક વ્યવસ્થા પોતાના સર્વગ્રાહી પ્રાકૃતિક સ્વભાવ સહિત આપણી સામે સ્પષ્ટ થઈ જાય.

## યહૂદી સમાજમાં તલાક પ્રથા :

યહૂદી ધર્મમાં પતિની ઈચ્છાને જ તલાક માટે પૂરતી સમજવામાં આવી છે. પતિને એવું સૂઝે કે હાલની પત્નીને છૂટી કરીને તેણીથી વધારે સૌંદર્યવાન પત્ની લઈ આવું તો બસ તેની આ ઈચ્છા જ તેના માટે પત્નીને છૂટાછેડા આપવાની પરવાનગીના દ્વાર ખોલી દે છે. એ જ પ્રમાણે પત્નીની સામાન્ય ઉણપો પણ તલાકનું કારણ બની શકતી હતી જેમકે

સ્ત્રીની આંખો બરાબર ન હોવી. પત્નીનું અપંગ હોવું, વંધ્યા હોવું, શરીરમાંથી દુર્ગંધ આવવી વગેરે. એ જ પ્રમાણે કોઈ સ્વભાવગત ઉણપ જેમકે, ખાઉધરાપણું, સ્વચ્છતા પ્રત્યેની નિષ્કાળજી, તોછડાપણું વગેરે કારણોસર પણ બેધડક પત્નીને છૂટી કરી દેવી યહૂદીઓને મન એક રમત વાત હતી. તે સામે પુરૂષમાં ભલે લાખ ખરાબીઓ હોય, સ્ત્રી તલાકની માગણી કરી શકતી નથી. યહૂદી ધર્મ અનુસાર સ્ત્રી માટે જરૂરી હતું કે, તેણી જીવનભર એક જ પુરૂષની વફાદારી સાથે જીવે.

## ખ્રિસ્તી સમાજમાં તલાક પ્રથા :

ખ્રિસ્તી ધર્મની લગ્ન વ્યવસ્થામાં 'તલાક' નામનો શબ્દ ન હતો ગમે તેવા વાજબી અને ન્યાયી કારણે પણ સ્ત્રી પુરૂષના લગ્ન સંબંધમાં વિચ્છેદ પડાવી શકતા ન હતા. લગ્ન બંધનને એવું અતૂટ સમજવામાં આવતું હતું જેને મૃત્યું સિવાય કોઈ તોડી શકતું ન હતું. આના સર્મથનમાં બાઈબલના વિધાનને ટાંકવામાં આવતું હતું કે (જેને ખુદાએ જોડયું છે તેને માનવી છૂટું ન પાડે.) પરંતુ બાઈબલના આ વિધાનનું અર્થઘટન ખોટું અને સ્વાર્થપૂર્ણ હતું. કેમકે બાઈબલમાં જ એક સ્થળે સ્પષ્ટ રીતે ઉલ્લેખ છે કે, (જો કોઈ પોતાની પત્નીને ચારિત્ર્યભ્રષ્ટતા સિવાયના કારણસર ફારગતી આપીને બીજું લગ્ન કરે તે વ્યભિચાર કરી રહ્યો છે) જેનાથી સ્પષ્ટપણે એવો સંકેત મળે છે કે અસાધારણ સંજોગોમાં તલાકને અવકાશ છે. પરંતુ ઈસાઈ વિદ્વાનોએ બાઈબલના અગાઉના આદેશ સાથે આ બીજા કથનને ટકરાતું જોઈને એવું હાસ્યાસ્પદ અર્થઘટન કરી દીધું કે આ વિધાન મૂળ બાઈબલનું નથી, કે જેને આચરણ માટે આધાર ઠેરવી શકાય. અને કેટલાક વિદ્વાનોએ તો એવું અર્થઘટન પણ કર્યુ છે કે ચારિત્ર્ય ભ્રષ્ટતાના કારણસર પતિ પત્નીને અલગ કરી દેવામાં આવશે પરંતુ લગ્ન સંબંધ તો બાકી જ રહેશે. અર્થાત પતિ પત્ની પૈકી કોઈ 'જુદાઈ' પછી બીજા લગ્ન જ નથી કરી શકતું, આશ્ચર્યની વાત તો એ છે કે આ પ્રકારના અવાસ્તવિક કાયદા ઉપર

ખ્રિસ્તી દુનિયા સદીઓ સુધી અમલ કરતી રહી અને કયારેક કોઈને તલાકની પરવાનગી પણ મળી તો તે પણ આજીવન શરીરસુખ ભોગવવાથી દૂર રહેવાની શરતે.

નિર્ધારિત રીતે જ આવી આકરી વ્યવસ્થા વ્યકિત અને સમૂહના ચારિત્ર્યની સુરક્ષા સામે મોટા પડકારરૂપ હતી. જોકે પછીના યુગોમાં પૂર્વની ચર્ચ વ્યવસ્થાએ તલાકના કેટલાક સ્વરૂપોને ઉચિત ઠેરવીને થોડીક સરળતાઓ કરી ખરી. પરંતુ, પશ્ચિમના ધાર્મિક આગેવાનો આ 'સરળતાઓ'ને બદલે ગેરવાજબી પરંપરા ઉપર જ અમલ કરતા રહ્યા. જે અનુસાર મૃત્યું સિવાય કોઈપણ બીજી પદ્ધતિ લગ્ન સંબંધને સમાપ્ત કરી શકતી નથી.

આશરે પંદરસો વર્ષ સુધી ખ્રિસ્તી ચર્ચ વ્યવસ્થાના આ અત્યાચાર પૂર્ણ કાનૂની નાગચૂડમાં પ્રજા સબડતી રહી. ૧૬મી સદીમાં ઈંગ્લેન્ડમાં તલાક પ્રથાની સુધારણા અર્થે લોક જાગૃતિનો સળવળાટ થયો. પરંતુ, આ લોકજાગૃતિ પ્રભાવિક સાબિત થઈ ન શકી. ઈ.સ. ૧૮૫૭ સુધી અદાલતોમાં જ્યાં સુધી ચારિત્ર્ય ભ્રષ્ટતા કે અસહ્ય સતામણીની સાબિતી ન અપાતી ત્યાં સુધી લગ્ન વિચ્છેદ કરવામાં આવતો ન હતો. જો આ બે કારણો (ચારિત્ર્ય ભ્રષ્ટતા અને અત્યાચાર) સાબિત થઈ જતા તો કાયદા મૂજબ માત્ર પતિ પત્ની વચ્ચે અલગતા પાડવામાં આવતી હતી પણ બીજા લગ્નની પરવાનગી ન હતી.

ઈ.સ. ૧૮૬૬ માં અદાલતે છૂટાછેડા પામેલી પત્નીના ભરણ પોષણની જવાબદારી ભૂતપૂર્વ પતિ ઉપર નાખી દીધી પરંતુ એ શરતે કે પતિ દોષિત હોય. ઈ.સ. ૧૯૦૭ માં આ શરત પણ કાઢી નાખવામાં આવી. અને એવું ઠરાવવામાં આવ્યું કે પતિ દોષિત હોય કે, ન હોય દરેક હાલતમાં તે પોતાની તલાકશુદા પત્નીના ભરણ પોષણ માટે જવાબદાર છે.

૧૯૧૦માં શાહી કમિશનના અહેવાલે સ્ત્રી પુરૂષને તલાકના અધિકારોમાં સમાનતા આપવાની ભલામણ કરી, અને ઈ.સ. ૧૯૨૩માં કાયદામાં તેનો સમાવેશ કરી દેવામાં આવ્યો. આજે ત્યાંના કાયદાની રૂએ પુરૂષ જો એકવાર વ્યભિચાર આચરે અને અદાલતમાં પૂરવાર થઈ જાય તો સ્ત્રીને લગ્ન વિચ્છેદ (છૂટાછેડા)નો અધિકાર પ્રાપ્ત છે. આમાં કુદરતી લચક કે દૂરંદેશીનું નામોનિશાન નથી. પરિણામ એ આવ્યું કે, તલાકોનું પ્રમાણ અત્યંત વધી ગયું. એક વેળા ઈંગ્લેન્ડની અદાલતો ત્રણ દિવસની રજાઓ પછી ખુલી ત્યારે પ્રથમ દિવસે જ તલાક મેળવવા બાબતે કુલ ૪૧૦૯ અરજીઓ આવી.

## હિન્દુસ્તાનમાં તલાક પ્રથા :

હિન્દુસ્તાનમાં લગ્ન અને છૂટાછેડા અંગેની પ્રથાઓ સંસારની અન્ય પ્રજાઓ કરતા અલગ ઢબની અને ભારે અત્યાચારપૂર્ણ હતી. એક પરણીત સ્ત્રી આખા કુટુંબ માટે પૂરતી સમજવામાં આવતી હતી. અને આ અનુસાર કુટુંબને પ્રત્યેક સભ્ય પોતાની મરજી અનુસાર તેની સાથે વ્યવહાર આચરી શકતો હતો. સ્ત્રી એકી સાથે ચાર ચાર પુરૂષો સાથે લગ્ન સંબંધ બાંધી શકતી હતી અને એકી સાથે બધા પતિઓને તલાક પણ આપી શકતી હતી.

પુરૂષો છૂટાછેડા સંદર્ભમાં અસાધરણ હકો ભોગવતા હતા. જ્યારે ઈચ્છતા પત્નીને તલાક આપી દેતા અને બીજી પત્ની સાથે લગ્ન સંબંધ બાંધી દેતા. થોડા દિવસો સુધી વાસનાઓ સંતોષીને તેણીને પણ ત્યજી દઈ ત્રીજી સ્ત્રી સાથે લગ્ન કરી લેતા. એજ રીતે જ્યારે સ્ત્રીની યુવાની આથમી જતી અને સંતાનવાળી થઈ જતી તો તે બીચારીને તેના બાળકો સહીત ધકેલી મૂકતા. અને અન્ય સ્ત્રીઓ સાથે લગ્ન કરી લેતા. મનુસ્મૃતિના કાયદા મૂજબ પતિ સર્વેસર્વા હતો. અને સ્ત્રી પરતંત્ર હતી. પતિ દરેક પ્રકારે તેની ઉપર અત્યાચાર ગુજારતો.

પછીના યુગોમાં આ પૌરાણિક કાયદાઓને સ્થાને લગ્ન અને છૂટાછેડા માટે વધારે અનુકૂળ કાયદા બનાવવાના પ્રયત્નો થયા આ પ્રયત્નો પણ માનવ બુદ્ધિની જ નિપજ હતા, તેથી તેમાં પણ તલાકને ઈંગ્લન્ડના કાયદાની જેમ મહામુશ્કેલ સ્વરૂપ આપવામાં આવ્યું. ઈ.સ. ૧૯૫૪ના Special Marriage Act (૧૯૫૪) અનુસાર :

*(૧) તલાકનો અધિકાર માત્ર અદાલતને જ છે. સ્ત્રી કે પુરૂષ પૈકી જે પણ તલાક આપવા માંગે તે નિર્ધારીત કારણોને આધાર બનાવીને તલાકની અરજી અદાલતમાં આપી શકે છે. જો અદાલતને સંતોષ થશે તો તે પતિ–પત્ની વચ્ચે વિચ્છેદ (છૂટાછેડા) કરાવી દેશે.*

*(૨) જો સ્ત્રી અને પુરૂષ બંનેની તલાકની ઈચ્છા હોય તો પણ અદાલત દ્વારા જ તેની વિધિ થશે.*

*(૩) લગ્ન જીવનના ત્રણ વર્ષ વીતવા અગાઉ તલાકની દરખાસ્ત (અરજી) કોઈ પણ પતિ–પત્ની નહીં કરી શકે.*

*(૪) અદાલત પતિ–પત્ની વચ્ચે છૂટાછેડા કરાવી દે ત્યાર પછીના એક વર્ષ સુધીમાં સ્ત્રી કે પુરૂષ પૈકી કોઈ પણ બીજું લગ્ન નહીં કરી શકે.*

*(૫) છૂટાછેડા પછી પુરૂષે સ્ત્રીના ભરણ પોષણની જવાબદારી ત્યાં સુધી ઊઠાવવાની રહેશે જ્યાં સુધી કે તે સ્ત્રી બીજા લગ્ન ન કરી લે અથવા મૃત્યું ન પામે.*

આ કાયદાની આ કલમો સ્પષ્ટ રીતે જ માનવપ્રકૃતિના મૂળભૂત વલણો માટે પ્રતિકૂળ છે. આજે ભારતીય પ્રજા આ કાયદાએ સર્જેલી સામાજિક સમસ્યાઓથી પરેશાન છે. કૌટુંબિક અશાંતિઓ અને કલહને પરિણામે સમાજ જીવન અત્યંત ભૂંડી રીતે દુષ્પ્રભાવિત થયું છે. અખબારોના પાને દરરોજ આ કૌટુંબિક અશાંતિની કરૂણ ઘટનાઓ અને સ્ત્રીઓની હત્યાઓ, આત્મહત્યાઓના બનાવો ચમકતા રહે છે.

માનવબુદ્ધિ અને અનુમાનોના પાયા ઉપર રચાયેલા કાયદાઓ નિઃસંદેહ દૂરંદેશી અને પરિપકવતાથી વંચિત હોય છે. સ્પેશીયલ મેરેજ એકટ ૧૯૫૪ અનુસાર લગ્નજીવનના ત્રણ વર્ષ અગાઉ તો પતિ કે પત્ની માટે તલાક મેળવવાનો કોઈ જ હક નથી. ભલે આ ત્રણ વર્ષમાં તલાક માટે ગમે તેટલા વાજબી કારણો ઉપસ્થિત થાય. વિચાર કરો કે માનવ પ્રકૃતિ માટે શું આ પ્રકારની કાયદા વ્યવસ્થા ઉપકારક નીવડી શકે છે ?

## અરબસ્તાનમાં તલાકની પ્રથા :

હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દ્વારા ઈસ્લામની પુનઃ સ્થાપના થઈ તે અગાઉના યુગમાં અરબસ્તાનમાં એવી પ્રથા પ્રચલિત હતી કે સ્ત્રીને વારંવાર તલાક આપવામાં આવતી અને ફરી તેની સાથે દામ્પત્ય સંબંધ બાંધવામાં આવતો. અને આ રીતે સ્ત્રીઓની વરસો સુધી સતામણી કરવામાં આવતી.

હઝરત આયશા (રદી.)નું કથન છે કે, જહાલત કાળમાં (ઈસ્લામ પૂર્વના યુગમાં) પુરૂષ સ્ત્રીને સતાવવાના હેતુસર તલાક આપીને પુનઃ તેણી તરફ રજૂ થઈ જતો. અહીં સુધી કે એક પુરૂષ ૧૦૦ (સો) ૧૦૦ (સો) તલાકો આપતો હતો. સ્ત્રીઓ પુરૂષો દ્વારા થતા અનેક પ્રકારના અત્યાચારોની સાથે સાથે આ અત્યાચાર પણ વિવશ બનીને સહન કરતી હતી.

સાર એ કે સંસારની તમામ પ્રજાઓમાં જે તલાક પ્રથા પ્રચલિત હતી. અને આજે પણ આધુનિક સ્વરૂપે પ્રચલિત છે તેમાં માનવ પ્રકૃતિની ઘોર અવગણના થયેલી જણાય છે. આ અપ્રાકૃતિક કાયદા વ્યવસ્થા ભૂતકાળમાં પણ માનવ સંસ્કૃતિને પોતાની ભયાનકતા દર્શાવી ચૂકી છે, અને આજે પણ તે સમાજજીવન, લગ્નજીવન અને કુટુંબજીવન ધ્વસ્ત કરવામાં ક્રૂર ભાગ ભજવી રહી છે.

ઈતિહાસ અને વર્તમાન બંને સાક્ષી પૂરી રહ્યાં છે કે માનવીએ

પોતાના હાથે ઘડેલી સમાજ વ્યવસ્થા અને નિયમો જીવનને નિર્ધારિત લક્ષ્ય આપવામાં સદંતર નિષ્ફળ નીવડયાં છે. અને અશાંતિ, અરાજકતા, બેચેની, સ્ત્રીના અવમૂલ્યન, સામાજિક ચારિત્ર્યના વિનાશ જેવી સમસ્યાઓ વધુને વધુ વિકટ બનતી જાય છે.

## ઇસ્લામની તલાક વ્યવસ્થા :

જ્યારે યહૂદી, ખ્રિસ્તી, હિન્દુ કાયદાઓ અને જહાલતકાળની અરબસ્તાનની પ્રથાઓ સમાજજીવનને વ્યવસ્થિત સ્વરૂપ આપવા માટે કૃત્રિમ અને સ્વરચિત માર્ગો અપનાવી રહ્યા હતાં. ત્યારે ઈસ્લામનો પુનઃ ઉદય થયો અને સમાજજીવનને તેણે એક સંપૂર્ણ કુદરતી આધારો ઉપર સ્થિત એવી મધ્યમ માર્ગી અને સંતુલિત કાયદા વ્યવસ્થા આપી.

ઈસ્લામે સમાજજીવનની પૂર્ણ સલામતી માટે લગ્ન અને તલાકની સમસ્યાઓ તરફ વિશેષ ધ્યાન આપ્યું અને તે માટે આગવા ધોરણો નિર્ધારીત કર્યા. આ અનુસાર સ્ત્રી અને પુરૂષને સમાન રીતે જ તલાકનો હક આપ્યો. અને એવું અદ્‌ભૂત વલણ અપનાવ્યું કે જેના કારણે ન તો સ્ત્રી પુરૂષ પૈકી કોઈ પોતાના વાજબી અધિકારથી વંચિત રહે અને ન એ પોતાના અધિકારનો દુરૂપયોગ કરી શકે. પરિણામે કૌટુંબિક સલામતી અને ચારિત્ર્યની સુરક્ષા માટે પણ તંદુરસ્ત વાતાવરણ સર્જાય શકયું.

ઈસ્લામે સ્ત્રી અને પુરૂષને પરવાનગી આપી છે કે તેઓ લગ્ન ગ્રંથીથી જોડાતા પહેલા એકબીજાને બરાબર જોઈ લે. જેથી દામ્પત્ય જીવન કોઈ પણ પ્રકારની સંભવિત આપત્તિથી સુરક્ષિત રહી શકે અને અપરિચિતતા તલાકનું કારણ ન બની શકે. ઈસ્લામના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના એક સાથીને કે જેમણે પોતાના લગ્ન થઈ ગયા તે અંગે પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખબર આપી તો તરત પ્રશ્ન કર્યો હતો કે શું તમે તમારી પત્નીને (લગ્ન અગાઉ) જોઈ લીધી હતી ? લગ્નના સંદર્ભમાં ઈસ્લામનું વલણ

અત્યંત સાવચેતી ભર્યું છે, જે વ્યકિતને ભવિષ્યમાં ઉપસ્થિત થઈ શકતી તમામ સમસ્યાઓથી બચાવે છે.

લગ્ન સંબંધ સ્થપાયા પછી આ પવિત્ર સંબંધને નિભાવવા માટે પણ ઈસ્લામ વ્યકિતને જુદી જુદી પદ્ધતિઓ અને અવનવા અંદાઝમાં અસરકારક પ્રેરણા આપે છે. અને જરૂર જણાય ત્યાં સખ્ત ચેતવણી પણ આપે છે. એક સ્થળે પતિ–પત્નીના દામ્પત્ય જીવનને ટકાઉ બનાવવાની પ્રેરણા આપતા કુર્આને ફરમાવ્યું "તમને જેમાં અણગમો હોય, શકય છે કે અલ્લાહે તેમાં જ ઘણું સારાપણું મૂકયું હોય" અને ચેતવણીના સૂરમાં ફરમાવ્યું "**અલબત્ત તે લોકો જેમણે પતિ પત્નીના વચ્ચે ફાટફૂટ પડાવવાની યુકિતઓ શીખી, જાણી લો કે આખિરતમાં તેમનો કોઈ હિસ્સો નથી.**"

પતિ–પત્નીમાં ફાટફૂટ પડાવવાની ચેષ્ટાને ઈસ્લામે મોટા પાપ તરીકે ઓળખાવ્યું છે. એક વેળા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું કે "શયતાન તખ્ત બિછાવીને બેઠો છે, અને તે કોઈથી પણ એટલો પ્રસન્ન નથી થતો જેટલો પતિ–પત્ની વચ્ચે ફાટફૂટ પડાવનારથી પ્રસન્ન થાય છે. પતિ–પત્ની વચ્ચે ફાટફૂટ પડાવનારને તે છાતી સરસો ચાંપે છે અને સન્માને છે, અને તેને પોતાની પાસે બેસાડે છે."

વિખ્યાત હદીસશાસ્ત્રી હઝરત મુલ્લાં અલી કારી (રહ.) આ સંદર્ભમાં ફરમાવે છે કે, શયતાન વ્યભિચારની વ્યાપકતાને જોઈ અત્યંત પ્રસન્ન થાય છે. તે ઈચ્છે છે કે હરામી બાળકો વધુને વધુ જન્મે અને ધરતી ઉપર અરાજકતા ફેલાય. આ જ કારણ છે કે અલ્લાહના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે "**જે વ્યકિત પત્નીને પતિ વિષે અને પતિને પત્ની વિષે શંકાશીલ બનાવવાનો પ્રયત્ન કરે તે અમારામાંથી નથી.**" કેમકે માનવ સંબંધોને જોડવાની તીવ્ર હિમાયત કરનાર જીવન વ્યવસ્થાનો સમર્થક કોઈના વચ્ચે અલગતા નથી પાડી

શકતો. લગ્ન સંબંધને તોડનાર એવો ગંભીર અપરાધ આચરી રહ્યો છે કે, તેનાથી અલ્લાહ તઆલા સખત નારાજ થાય છે.

એક એવી શરીઅત જેને સર્વગ્રાહી અને સર્વાંગ સંપૂર્ણ હોવાનો યશ પ્રાપ્ત હોય અને જે મનવજીવનની પ્રત્યેક સમસ્યાનો પ્રાકૃતિક હલ સૂચવતી હોય, તે સમાજજીવનમાં ઉપસ્થિત થતા અણગમતા સંજોગોના નિરાકરણ માટેનો કોઈ જ ઉકેલ ન દર્શાવતી હોય એ કેવી રીતે શકય છે ? ઈસ્લામની માનવતાવાદી શરીઅતે જ્યાં પુરૂષને તલાકનો અધિકાર આપીને એક કજિયાખોર, ચારિત્ર્ય ભ્રષ્ટ, અવજ્ઞાકારી સ્ત્રીના સકંજામાંથી મુકિત મેળવવાનો માર્ગ સૂચવ્યો છે. ત્યાં સ્ત્રીને પણ અનિવાર્ય સંજોગોમાં ઈસ્લામી અદાલતના દ્વાર ખટખટાવીને પુરૂષથી છૂટકારો મેળવવાનો અધિકાર આપેલો છે. ઈસ્લામની આ કાયદા વ્યવસ્થા સ્ત્રી અને પુરૂષ બંનેને વાસનાપૂર્તિના અનુચિત માર્ગો અપનાવવાથી અને ચારિત્ર્યનું લીલામ કરવાથી બચાવી શકે છે.

આજે અનુભવો બતાવી રહ્યા છે કે ઈસ્લામની તલાક વ્યવસ્થાને ઠુકરાવીને તેના માટે મનઘડત નીતિ–નિયમો ઘડવાથી સમાજજીવન કેટલી ચિંતાજનક હદે નૈતિક મૂલ્યોના વિનાશ તરફ દોરાઈ ગયું છે ? અને સીધી સાદી અને માનવ પ્રકૃતિને અનુકૂળ એવી વ્યવસ્થાને છોડીને મનઘડત પદ્ધતિઓ અપનાવવી અને પછી હાથે કરીને તેના દુષ્પરિણામોની ખાઈમાં ધકેલાવું એ ઉઘાડી મૂર્ખતા સિવાય બીજું શું છે ? સ્પષ્ટ રીતે જ પશ્ચાત્ય સંસ્કૃતિમાં જોવા મળતા કૌટુંબિક અધઃપતન અને ચારિત્ર્યિક અધોગતિ માટે લગ્ન અને છૂટાછેડાના દોષપૂર્ણ કાયદાઓ જ જવાબદાર નથી ? શું આજે પશ્ચિમની નારી નગ્નતાની તસ્વીર નથી બની ચૂકી ?

ઈસ્લામ ઉપર એક એવો આક્ષેપ પણ કરવામાં આવે છે કે તાત્કાલિક અસરમાં આવતી તલાકનો અધિકાર માત્ર પુરૂષને જ શા માટે આપવામાં આવ્યો છે ? એવું કહેવામાં આવે છે કે તલાક આપનાર પુરૂષ

પાસેથી તલાકશુદા સ્ત્રીને મૃત્યુંપર્યંત અથવા તેણી બીજા લગ્ન કરી લે ત્યાં સુધી ભરણ પોષણ મળવું જોઈએ. અર્થાત પુરૂષને તલાક આપવાની સજા મળવી જોઈએ. આ પ્રકારની અપરિપકવ વિચારશરણી ઈસ્લામી જીવન વ્યવસ્થાને પૂર્ણપણે ન સમજવાનુ પરિણામ છે.

ઉચિત કારણોસર સંપૂર્ણ ન્યાયપૂર્વક અપાયેલી તલાક પછી પુરૂષના શિરે સ્ત્રીની જવાબદારીઓને યથાવત્ રાખવી કોઈ પણ રીતે વાજબી હોઈ શકે છે ? શું આ હકીકત નથી કે લાચારીપૂર્વક ઉચિત કારણોસર એક યા બે સ્ત્રીઓને તલાક આપનાર પતિ અદાલતે નિર્ધારિત કરેલા ભરણપોષણની રકમ આપતાં આપતાં ભારે દુર્દશાઓનો શિકાર બની શકે છે ? શું તે તલાકશુદા પત્નીના ભરણપોષણની ઉલઝનોમાં પોતાની વર્તમાન પત્ની અને બાળકો પ્રત્યેની જવાબદારીઓ અદા કરવામાં અડચણો નહીં અનુભવે ?

આવો, આપણે આના અનુસંધાનમાં ઈસ્લામી શરીઅતના સ્વભાવ ઉપર એક નઝર કરી લઈએ. જેથી આપણા માટે એ સમજવું સરળ રહે કે ઈસ્લામે કયા રહસ્યો અને હિકમતોને દ્રષ્ટિ સમક્ષ રાખીને સ્ત્રી પુરૂષના અધિકારોનું સીમાંકન કર્યુ છે. પુરૂષ (પતિ) માટે સ્ત્રીના (પત્ની) ભરણપોષણની જવાબદારીઓ નિભાવવી ઈસ્લામી દ્રષ્ટિકોણ અનુસાર ફરજિયાત છે. તેથી તેને કુટુંબ વ્યવસ્થામાં વડપણ અને આગેવાની આપવામાં આવી છે. અને સ્ત્રીને પુરૂષના જીવન માટે એક અવિભાજ્ય અંગ ઠેરવવામાં આવી છે.

પુરૂષને સમાજ અને કુટુંબ વ્યવસ્થાનો વડો બનાવવો પ્રાકૃતિક દ્રષ્ટિએ પણ અનુકૂળ છે. શું આ વાસ્તવિકતાથી આપણે પરિચિત નથી કે ઘરેલુ જીવન પુરૂષના આધાર વિના ટકી શકવું શકય જ નથી ? પુરૂષ વિના સ્ત્રીના જીવનમાં આનંદ અને કિલ્લોલ લહેરાઈ શકે છે ખરો ? વળી સ્ત્રીની પ્રકૃતિ અંગે વિજ્ઞાને રજૂ કરેલા મંતવ્યોને આધારે આપણે

એ હકીકતથી કયાં અજાણ છીએ કે તેણી સ્વભાવે લાગણીશીલ, અશકત, ભાવના પરસ્ત, જલદી આવેશમાં આવી જનારી અને જલદી પ્રભાવિત થઈ જનારી છે.

પ્રકૃતિના ઘડવૈયા અને સર્જનહારે પ્રકૃતિના દરેક પાસાની પૂર્ણ કાળજી રાખીને તેને અનુરૂપ જ આદેશો અર્પણ કર્યા છે. અને આ અનુસાર ચાલવામાં જ માનવતાનું કલ્યાણ અને ઉન્નતિ છે. નહીં કે સ્વયં પોતાની પ્રકૃતિના ચિકિત્સક બનીને એના માટે સારવાર કરવામાં ! રહી ગયો ભરણપોષણને સ્પર્શતો પ્રશ્ન તો તે પણ ઈસ્લામી શરીઅતના સ્વભાવ પ્રત્યેના અજ્ઞાનને કારણે જ સર્જાયેલો પ્રશ્ન છે.

આશ્ચર્ય તો ત્યારે જ ઉપજે છે કે અલ્લાહની અને હઝરત મુહમ્મદ (સલ્લલલાહુ અલયહિ વ સલ્લમ)ની ગુલામીનો એકરાર કરનાર કેટલાક આધુનિક માનસના પ્રગતિવાદી મુસ્લિમો પણ ઈસ્લામના શત્રુઓના ઝેરીલા પ્રચારમાં સપડાઈ જાય છે. અને બેધડક એવું કહેવા લાગે છે કે તલાકોનું પ્રમાણ ત્યારે જ ઘટશે, જ્યારે દુનિયાવી કાયદાઓ અનુસાર તલાક આપનાર પુરૂષને તલાકશુદા પત્નીનું ભરણપોષણ આપવા મજબૂર કરવામાં આવે. સ્ત્રી ઉપરના અત્યાચારો આવું કરવાથી જ ઓછા થશે અને સ્ત્રીને સમાજમાં માનભર્યુ સ્થાન મળી શકશે. એવી આ કહેવાતા સુધરેલા મુસલમાન વર્ગની દલીલ છે !

જરા ઠંડા દિમાગે વિચારો તો ખરા કે માનવજાત ઉપર અલ્લાહથી વધીને કૃપાઓ કોની હોઈ શકે છે ? નિ:સંદેહ અલ્લાહથી વધીને કોઈ દયાળુ નથી. આવા મહા કૃપાળુ સર્જનહારે પોતાના અંતિમ ગ્રંથ કુર્આનમાં સ્પષ્ટપણે તલાકની પરવાનગીનો ઉલ્લેખ કર્યો છે. અને સાથે સાથે માનવીના મનમાં સર્જાઈ શકતી મૂંઝવણોનો પણ તાત્કાલીક ઉપાય સૂચવતા ફરમાવ્યું કે, **"જો સ્ત્રી પુરૂષ નછૂટકે છૂટાછેડાને જ પસંદ કરે તો અલ્લાહ તઆલા કોઈને કોઈનો મોહતાજ નહીં રાખે."**

જો કોઈ એવો સવાલ કરવામાં આવે કે સ્ત્રી જો ભરણપોષણ મેળવવાની અરજી ન કરે તો તેના માટે પોતાની જીવન જરૂરીયાતો આવશ્યક ખર્ચાઓ પૂરા કરવાનો માર્ગ કર્યો છે ? તેનો એક સુંદર જવાબ ઈસ્લામની વારસા વ્યવસ્થા છે. ઈસ્લામે કુટુંબની મિલકતમાં સ્ત્રીનો જે ભાગ નિર્ધારિત કર્યો છે તેના ઉપર સંપૂર્ણપણે અમલ કરવામાં આવે તો સ્ત્રી માટે નિરાધાર રહેવાનો કોઈ પ્રશ્ન જ ઉપસ્થિત નથી થતો. કુટુંબની મિલકતમાં સ્ત્રીનો એક ખાસ હિસ્સો નિર્ધારિત કરવા પાછળ આ દ્રષ્ટિકોણ પણ છુપાયેલો છે કે સ્ત્રી આકસ્મિક સંજોગોમાં પોતાનો બોજો સ્વયં ઉઠાવી શકે અને તેણીને કોઈના પણ મોહતાજ ન રહેવું પડે.

જો કે ઈસ્લામે સ્ત્રીની આર્થિક સમાસ્યાઓને માત્ર વારસાની આશા ઉપર જ અવલંબિત નથી કરી દીધી. કેમ કે બધી જ સ્ત્રીઓ માટે વારસામાં મિલકતની પ્રાપ્તિ ચોકકસ નથી હોતી. આ માટે એક ખાસ વ્યવસ્થા ઈસ્લામના કાનૂને નફકાત (ભરણપોષણની જવાબદારીઓને લગતા ધારા ધોરણો)માં રાખવામાં આવી છે. (૧) સ્ત્રીના ભરણપોષણને લગતો પ્રશ્ન ચોકકસપણે ગંભીર છે. પરંતુ તેનો સંબંધ તલાક વ્યવસ્થા સાથે નહીં, ભરણપોષણ વ્યવસ્થા સાથે છે. તેથી આપણે તેનો ઉત્તર ઈસ્લામની ભરણપોષણ વ્યવસ્થામાં શોધવો જોઈએ. અહીં સંક્ષિપ્તમાં કેટલાક પાસાઓનો ઉલ્લેખ કરવામાં આવે છે. તલાક પ્રાપ્ત સ્ત્રી જો નિઃસંતાન હોય અથવા તેણીના સંતાનો કમાવવાને પાત્ર ન હોય તો ઈસ્લામી શરીઅત અનુસાર તેણીના ખર્ચાઓની જવાબદારી તેણીના પિતા ઉપર રહેશે. (૨) જો તલાક પ્રાપ્ત સ્ત્રીના સંતાનો હોય અને તેઓ કમાવવાને પાત્ર હોય તો તેણીના ભરણપોષણની જવાબદારી સંતાનો ઉપર રહેશે. (૩) જો તલાકશુદા સ્ત્રીનો પિતા ન હોય અને તેણીના સંતાનો પણ કમાવવાને અશકિતમાન હોય તો તેણીના ભરણપોષણ અને ખર્ચની જવાબદારી ઈસ્લામી કાયદા મૂજબ તેણીના અન્ય મહરમ (લગ્ન

માટે પ્રતિબંધિત) અને નિકટના આપ્તજનો ઉપર રહેશે. જેમકે ભાઈ, કાકા, વગેરે (૪) જો તલાક પ્રાપ્ત સ્ત્રી બિલકુલ નિરાધાર હોય અને આપ્તજનોથી પણ વંચિત હોય તો તેણીના નિભાવ ખર્ચની જવાબદારી ઈસ્લામી કાયદા મૂજબ 'બયતુલ માલ' (સરકારી તિજોરી) દ્વારા અદા કરવામાં આવવી જોઈએ. તલાક પ્રાપ્ત સ્ત્રીને આ અધિકાર છે કે તેણી કાનૂની રાહે પોતાનો ભરણપોષણ ખર્ચ પ્રાપ્ત કરે.

આ પ્રકારની જોગવાઈઓ અને આયોજનોનું જ પરિણામ છે કે ઈસ્લામના ઈતિહાસમાં કયારે પણ એવું નથી બન્યું અને ન આજે એવું બની રહ્યું છે કે તલાકશુદા મુસ્લિમ સ્ત્રી નિરાધાર અવસ્થામાં જીવન વીતાવતી હોય, અને તેણીના ભરણપોષણ માટેની જવાબદારીઓ ઉઠાવવાવાળું કોઈ જ ન હોય.

સાર એ કે તલાકની ઘટનાઓને રોકવાની જે કૃત્રિમ યુકિતઓ અપનાવવામાં આવી રહી છે તેના ઘડનારાઓને કહી શકાય છે કે બનાવટી ઉપાયો દ્વારા ન તો દામ્પત્ય જીવનને આનંદમય બનાવી શકાય છે, અને ન જ તલાકો ઉપર અંકૂશ મેળવી શકાય છે. આ પ્રકારની અનિચ્છનીય બાબતોને અટકાવવા માટે વ્યકિત અને સમાજને અલ્લાહ અને આખિરત પ્રત્યે સભાન બનાવવા ફરજિયાત છે.

ખુદાના ભય વિના અને કુદરતી આધારો વિના કેવળ કાયદાઓના જોરે કોઈપણ દુષણને અટકાવવું આશકય છે. એ આપણે આંખો સામે જોઈ રહ્યા છે. ઈસ્લામ તલાક આપનારને ચેતવણી આપે છે કે તલાક પૂર્ણ વિચારણા અને મંથન પછી જ આપવામાં આવે. કયાંક એવું ન થાય કે ઉતાવળીયો નિર્ણય અને થોડીક ક્ષણોનો આવેશ જીવનભર પસ્તાવવાનું નિમિત્ત બની જાય.

ઈસ્લામે આ મુદ્દાને ગંભીર ગણીને તલાકની આગવી અને મૌલિક પદ્ધતિ દર્શાવી છે. આ અનુસાર સ્ત્રીના પવિત્રતાના સમયગાળામાં એક

તલાક આપવી જોઈએ. માસિક સ્ત્રાવના ગાળામાં તલાક ન આપવી જોઈએ. ત્રણ તલાક એક સમાટી ન આપવાની ભારપૂર્વક શિખામણ આપવામાં આવી છે. પવિત્રતાના સમયગાળામાં એક તલાક આપીને એક માસ સુધી પોતાના નિર્ણય ઉપર પુનઃ વિચારણા કરવાનું કુર્આને શિક્ષણ આપ્યું છે. પછી બીજા મહીને પવિત્રતાના ગાળામાં બીજી તલાક આપીને ફરી મહીના સુધી અત્યંત ગંભીરતા પૂર્વક વિચારણા કરવી જોઈએ.

જો આ પછી પણ એક–બીજા પ્રત્યે વિશ્વાસ અને પ્રેમ ન જન્મે તો રુજૂઅ કરવાના બદલે નિર્ધારિત સમય મર્યાદા પૂરી કરી લે. પત્ની આ બે તલાકથી જ નિકાહમાંથી નીકળી જશે. ત્રીજી તલાક આપવાની જરૂરત રહેતી નથી, છતાં કોઈ વિશેષ કારણસર ત્રીજી તલાક આપવાનો ઈરાદો હોય તો પવિત્રતાના ત્રીજા ગાળામાં ત્રીજી અને છેલ્લી તલાક આપીને શાંતિપૂર્વક લગ્ન વિચ્છેદ કરવો જોઈએ. જો કોઈ મુસલમાન પોતાની જહાલત અને દુર્બુદ્ધીથી ઈસ્લામની આ ઉચ્ચ યુકિત ન અપનાવે તો ઈસ્લામનો શો વાંક ? ઈસ્લામનો ઈતિહાસ સાક્ષી પુરે છે કે, લોકો જ્યારે કુર્આનના શિક્ષણ પ્રત્યે પૂર્ણ જાગૃત હતા ત્યારે મુસલમાન સ્ત્રી સન્માનની ઉચ્ચ કક્ષાએ બિરાજેલી હતી અને તલાકની ગેરવાજબી ઘટનાઓનું નામોનિશાન ન હતું. કયાંક જો તલાકની ઘટના બનતી તો તે પણ સંપૂર્ણ ન્યાયી કારણોસર બનતી. અને તે પણ કુર્આને દર્શાવેલી પદ્ધતિ અનુસાર જ.

આજે પણ દુનિયાના કહેવાતા પ્રગતિવાદી અને નારી સ્વાતંત્ર્ય અને નારી સન્માનના સમર્થક દેશોની સરખામણીમાં ઈસ્લામી રાજ્યોમાં તલાકોના પ્રમાણની તુલના કરવામાં આવે તો સત્ય શું છે તે જાણી શકાય છે. બીજી તરફ સંખ્યાબંધ અંકૂશો છતાં કહેવાતા પ્રગતિવાદી રાષ્ટ્રોમાં છૂટાછેડાનું પ્રમાણ વિક્રમરૂપ છે. તે બાબત શું આપણી આંખો સામે નથી? અફસોસ કે માનવી શબ્દોની રમતથી છેતરાઈ જાય છે, અને વાસ્વવિકતાઓને ભૂલી જાય છે.

## (૫) પાંચમો રક્ષણાત્મક ઉપાય – આત્મ સુધારણા :

માનવજીવન એના હૃદયભાવો અને અંતરાત્માને આધીન છે. જો અંતર નિર્મળ, સ્વચ્છ અને અલ્લાહના ભયથી સભર હોય તો શરીરના પ્રત્યેક અવયવમાંથી સદ્કાર્યો પ્રકટે છે. જે માનવતા માટે ઉન્નતિનું કારણ બને છે. પરંતુ જો હૃદયની સુધારણા થયેલી ન હોય તો માનવ શરીરના પ્રત્યેક અવયવોમાંથી દુષ્કૃત્યો જાહેર થાય છે. આ જ તો કારણ છે કે, ઈસ્લામે પોતાના બંધારણને આત્મ સુધારણાના પાયા ઉપર ખડું કર્યુ છે. અને ઈસ્લામના વર્તુળમાં પ્રવેશવા માટે જે શરતો મૂકી છે (અલ્લાહ, અલ્લાહના રસૂલો, અવકાશી ગ્રંથો, મૃત્યું પછીનું જીવન વગેરેમાં વિશ્વાસ) તે શરતોનો સંબંધ હૃદય સાથે છે.

કોઈ વ્યકિતનું સાચા મુસલમાન હોવું ત્યાં સુધી શકય નથી જ્યાં સુધી તે ઈમાનની શરતો અને માગણીઓને હૃદયપૂર્વક સ્વીકારીને તે મૂજબ વર્તન ન કરે. કુર્આને જ્યાં જ્યાં સદ્ગુણો અને નીતિના સિધ્ધાંતો તથા સદાચારને અપનાવવાનો આદેશ આપ્યો છે ત્યાં ઈમાનનો અનિવાર્યપણે, ઉલ્લેખ કર્યો છે. અને ઈમાનના માધ્યમ દ્વારા જ સમાજ સુધારણા અને સમાજ–કલ્યાણની વાત કરી છે. કુર્આન જ્યાં આદેશો આપે છે ત્યાં "હે ઈમાનવાળાઓ" એવું સંબોધન કરે છે, જેનો દેખીતો અર્થ એ છે કે, જો તમો પોતાને સાચા મો'મીન તરીકે ઓળખાવવા માંગતા હો તો સૂચિત આદેશોનું પાલન ફરજિયાત છે. સાર એ કે માનવતાની ઉન્નતિ માટેના પાયારૂપ સાધન અર્થાત આત્મ સુધારણા માટે ઈસ્લામે અસાધારણ ચીવટ દાખવી છે. ખાસ કરીને ચારિત્ર્ય અને નૈતિકતાના સંદર્ભમાં તો ઈસ્લામનો અભિગમ એટલો સર્વાંગ સંપૂર્ણ અને અસરકારક છે, જેની તુલના જગતના કોઈ નૈતિક દ્દષ્ટિકોણ સાથે થઈ શકે એમ નથી.

ઈસ્લામે જે વસ્તુઓને દુષણરૂપ ઠેરવી છે, અનુભવો જ બતાવે છે કે, માનવતાએ ભલે તેને ઉચિત ઠેરવવાના લાખ પ્રયત્નો કર્યા પરંતુ

સમાજ માટે તે ખતરનાક પુરવાર થઈ છે. આવો, આપણે ચારિત્ર્યશીલતા અને વ્યકિતત્વના સન્માન જેવાં ઉચ્ચ માનવીય ગુણની રક્ષા માટે ઈસ્લામે યોજેલા ઉપાયોનું નિરિક્ષણ કરી લઈએ અને કુર્આન અને હદીષમાં સૂચવાયેલા ધોરણો ઉપર એક નજર કરી નાખીએ :

*ચારિત્ર્યની સુરક્ષાના સંદર્ભમાં ઈસ્લામે કેટલાક એવાં નીતિ નિયમો અને ધોરણો નિર્ધારિત કર્યા છે, જેના સંબંધ આપણા દૈનિક જીવનના રોજિંદા વ્યવહારો સાથે છે. આ ધોરણોને માન આપવું અને તેને અમલમાં મૂકવા, તેવી પ્રત્યેક વ્યકિત માટે જરૂરી છે, જે ચારિત્ર્યની ઉન્નતિમાં વિશ્વાસ ધરાવે છે. કેમકે આ બાબતમાં થોડીક બેદરકારી પણ વ્યકિતને ચારિત્ર્ય ભ્રષ્ટ કરી દેવા માટે પૂરતી થઈ શકે છે. વિજાતીય આકર્ષણ માનવ પ્રકૃતિમાં એના સર્જનહારે મૂળભૂત રીતે જ મૂકેલું છે. આ એક એવો ગુણ છે જે માનવીને વિનાશના પંથે સરળતાથી દોરી શકે છે. અને ચારિત્ર્ય ભ્રષ્ટતાના માર્ગોમાં વ્યકિતને સંડોવીને એને પશુની કક્ષાએ પણ પહોંચાડી શકે છે. ઈસ્લામે આ બાબતને ધ્યાનમાં રાખીને લજ્જા અને વિવેકના અનુસંધાનમાં કેટલાંક ચોકકસ ધોરણો દર્શાવ્યાં છે જે દરેક વ્યકિત માટે ભલે તે પરણિત હોય કે ન હોય અપનાવવાં જરૂરી છે:*

## શર્મ (લજ્જા) અને વિવેક :

લજ્જા અને વિવેક માનવીની એવી વિશેષ લાક્ષણિકતા છે જે એને દુષ્કૃત્યથી રોકે છે. લજ્જાને કારણે માનવી શરીરના તે અવયવોનું પ્રદર્શન કરવાથી બચે છે જે વાસનાઓ ભડકાવવા માટે કારણરૂપ હોય છે સતર (શરીરના વાસનાપ્રેરક અંગો ઢાંકવા)નો ખ્યાલ આજ ભાવનાને વ્યકત કરેછે. ધરતીના પટ ઉપર અનેક જાતિઓમાં નિર્લજ્જતા વ્યાપક હતી અને આજે પણ સંસારની અનેક પ્રજાઓમાં આ નૈતિક દૂષણ વ્યાપકપણે ફેલાયેલું છે.

આફ્રિકાના દેશોમાં આ બીમારી મોટા પાયે પ્રચલિત છે. યુરોપમાં વસ્ત્ર પરિધાન કહેવા પૂરતું જ રહી ગયું છે. પશ્ચિમી સામયિકો અને કલા સામગ્રીમાં નગ્ન તસવીરોનો રિવાજ સામાન્ય થઈ ગયો છે. કલા અને મનોરંજનના નામે અશ્લીલતાનું વરવું પ્રદર્શન થઈ રહયું છે. અને લજ્જા, વિવેક અને ચારિત્ર્યશીલતાનું ખુલ્લેઆમ લીલામ થઈ રહ્યુ છે માનવીની સંયમ શકિતઓ અંકુશ બહાર નીકળી ગળ છે, આ પરિસ્થિતિ માનવીય મૂલ્યો અને સામાજિક કલ્યાણ માટે ખતરનાક પડકાર ઊભો કરે છે. ઈસ્લામે આવી પડકાર રૂપ પરિસ્થિતિઓથી વ્યકિત અને સમૂહને બચાવવા માટે લજ્જા અને વિવેકને સ્પર્શતા ધારા ધોરણો પોતાના અનુયાયીઓ ઉપર લાગુ કરવાને જરૂરી સમજ્યું છે.

ઈસ્લામ ના અંતિમ નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હયા (શરમ અને લજ્જા) અંગે વિવિધ પ્રકારે ભારપૂર્વક ઉપદેશો આપ્યા છે. જેમાં પ્રેરણારૂપ અને ચેતવણીરૂપ મુદ્દાઓનો સમાવેશ થાય છે, પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક વાર જોયું કે એક અન્સારી (મદીનાવાસી મુસલમાન) પોતાના સાથીને કહી રહ્યા હતા કે વધારે પડતી શરમ અને લજ્જા ન રાખો. આ સાંભળીને પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે અન્સારીને સંબોધતા ફરમાવ્યું કે "આવું ન બોલો, કેમકે હયા (લજ્જા–શીલતા) ઈમાનનો એક અંશ છે. શરીઅત અનુસાર "હયા" તે ગુણનુ નામ છે જે, માનવીને– શરીઅત નિષેધિત ઠેરવે તે ચેષ્ટાઓથી બચાવે છે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું "હયા શુભનું જ પ્રચલન કરે છે" આમ શરમ અને હયા ઈસ્લામના મતે માનવજીવનનું એક અત્યંત મહત્વપૂર્ણ અંગ બની રહે છે. જીવનનું કોઈ પાસું આ શકિતશાળી ગુણ વિના નિખરી શકતું નથી. તેનાથી વંચિત માનવી ચારિત્ર્ય ભ્રષ્ટ થઈને જ રહે છે. પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

ફરમાવ્યું કે **"નિર્લજ્જ બન્યા પછી મન ફાવે તેમ કરો."** આ જ કારણ છે કે એક વાર માનવતાના ઉપકારક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું **"લજ્જા અને હયા ઈમાનનો અંશ છે."** અને ઈમાન જન્નત પ્રવેશ માટેની શરત છે, અને નિર્લજ્જતા જફા (નૈતિક દુર્ગુણો) છે અને નૈતિક અપરાધ દોઝખ પ્રવેશનું માધ્યમ છે. લજ્જા, સૌજન્ય અને ચારિત્ર્યલક્ષી સૌમ્યતાનું મહત્ત્વ દર્શાવીને ઈસ્લામે તે બાબતોનું વિગતવાર વર્ણન કર્યું છે, જે નિર્લજ્જતાની પેદાશ છે. અને જેમના કારણે ચારિત્ર્યશીલતા અને પવિત્રતા દુષ્પ્રભાવિત થઈ શકે છે. આ સંદર્ભમાં જે આદેશો અને ઉપદેશો આપવામાં આવેલા છે, તેનું અહીં વર્ણન કરવામાં આવે છે જેના આધારે આપ કલ્પી શકો છો કે ચારિત્રિક ઉચ્ચતાની સુરક્ષા માટે તે કેટલાં જરૂરી અને મહત્વપૂર્ણ છે ?

## <u>નિરંકુશ દ્રષ્ટિ અને તે સંદર્ભમાં આદેશો :</u>

વાસનાપૂર્ણ અને લોલુપ દષ્ટિ (કુદષ્ટિ) ચારિત્ર્ય ભ્રષ્ટતા માટેનું પ્રથમ પગથિયું ગણાય છે અને બદનજરીના કારણે જ માનવીમાં રહેલા ખોટા પ્રેરકબળો અને આવેગો જાગૃત બને છે. ઈસ્લામે આ બાબતને ધ્યાનમાં રાખીને આ પ્રથમ પગથિયા ઉપર જ કોઈ ચઢી ન શકે તેવા ઉપાયો દર્શાવ્યા છે. કામાંધ દષ્ટિને આંખોનો વ્યભિચાર ઠેરવવામાં આવ્યો છે. નજરનો જાદુ સુવિખ્યાત છે. સ્ત્રી અને પુરૂષ વચ્ચે જે અનુચિત રીતે પ્રેમના સંબંધો સ્થપાય છે તે આંખોના માર્ગે જ સૌ પ્રથમ જન્મે છે.

કવિઓએ પોતાની પ્રિયપાત્રના અનુસંધાનમાં મારકણી આંખો અને નજરના જાદુ વિશે કાવ્યાત્મક શૈલીમાં ઘેલાછાપૂર્ણ વર્ણન કર્યુ છે. અને એ દર્શાવ્યું છે કે મારકણી નજર ભલભલા મહારથીઓને પણ કેવી રીતે પોતાની જાદુઈ શકિત વડે નચાવે છે, ઈસ્લામ પૂર્વેનાં અરબ કવીઓએ પોતાની કલાશૈલી માં આ અંગે જણાવ્યું છે કે હૃદય ઉપર કબજો મેળવવામાં દષ્ટિનો સિંહ ફાળો છે.

કુર્આને વાસનાપૂર્ણ દ્રષ્ટિની આ ખતરનાક વિસ્ફોટક શકિતને ધ્યાનમાં રાખીને મુસલમાનોને આદેશ આપ્યો છે, "હે પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈમાનવાળાઓને કહી દો કે પોતાની નજર નીચી રાખે, અને પોતાના શરીરના ગુપ્ત અવયવોને છુપાવે અને એમાં તેઓ માટે પવિત્રતા છે. અલ્લાહને તેઓના દરેક કૃત્યની ખબર છે. "દષ્ટિને નીચી રાખવી પ્રકૃતિ અને સર્જનહારની દૂરંદેશીને અનુરૂપ છે. કેમકે વિજાતીય પાત્ર પ્રત્યેનું આકર્ષણ અને તેના પ્રત્યેનો કામભાવ માનવ–પ્રકૃતિમાં મૂળભૂત રીતે જ પડેલાં છે. કુર્આનમાં અલ્લાહ ફરમાવે છે કે લોકો માટે દુનિયાની વસ્તુઓ પ્રિય બનાવી દેવામાં આવી છે. જેમકે, "**સ્ત્રીઓ**" ગંભીરતાપૂર્વક વિચારવાથી સમજી શકાય છે કે કામાંધ અને લોલૂપ દષ્ટિ અનેક પ્રકારની સામાજિક અને કૌટુંબિક આપત્તિઓનું નિમિત્ત છે.

માનવતાના ઉપકારક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું "મારી ઉમ્મતમાં સ્ત્રીઓ કરતાં વધારે વિસ્ફોટક અને ફિત્નારૂપ બાબત પુરૂષો માટે બીજી કોઈ નથી" એક વેળા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું "સંપત્તિના મોહથી અને સ્ત્રીઓ પ્રત્યેના આંધળા કામભાવથી ચેતો. કેમકે ઈસરાઈલ–પૂત્રો (યહૂદીઓ) માં સૌ પ્રથમ જે સંકટ ઊભું થયું તે સ્ત્રીઓને કારણે થયું હતું કે" પુરૂષોની માફક સ્ત્રીઓને પણ વિશેષ રીતે આદેશ આપ્યો કે તેણીઓ પણ પોતાની નજરોને નીચી રાખે, ગુપ્ત અંગોનું રક્ષણ કરે, શણગારનાં સ્થળોને જાહેર ન કરે. સ્ત્રીઓને ખાસ અલગ રીતે સંબોધીને આ આદેશો અપાયા છે. જેનાથી ઈસ્લામની આ વિષયને લગતી અદ્‌ભૂત ચીવટ જાહેર થાય છે.

વિદ્વાનોના એક સમૂહના મંતવ્ય અનુસાર સ્ત્રી માટે પણ પારાયા પુરૂષને દેખવો અનુચિત છે. આજે સમાજમાં પુરૂષની બદનજરીને તો દૂષણરૂપ સમજવામાં આવે છે. પરંતુ સ્ત્રીની બદનજરીને એટલી

ગંભીરતાથી જોવામાં નથી આવતી. અલ્લાહના રસુલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક વેળા હઝરત ઈબ્ને મકતૂમ (રદી.) નામક સહાબી જ્યારે આપના ઘેર આવ્યા ત્યારે પોતાની પુનિત પત્નિઓ હઝરત મયમૂના (રદી.) અને હઝરત ઉમ્મે સલમા (રદી.) ને આદેશ આપ્યો કે પડદામાં ચાલ્યાં જાઓ. હઝરત ઉમ્મે સલમા (રદી.)એ કહ્યું કે હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ!) આ વ્યકિત તો જોઈ શકવાથી લાચાર (અંધ) છે. પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે શું તમે બંને જણીઓ પણ દષ્ટિથી વંચિત છો ? તમે બંને તે વ્યકિતને જોઈ રહ્યાં નથી ? આ પ્રસંગ પડદાનો આદેશ આવ્યા પછીનો છે, જેનાથી સ્પષ્ટપણે સ્ત્રીઓનું પરાયા પુરૂષોને જોવું પ્રતિબંધિત હોવાનું જણાય છે.

કામાંધ નજર અનેક પ્રકારની ચારિત્ર્યલક્ષી સમસ્યાઓનું પ્રેરકબળ છે, તેથી ઈસ્લામના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ આ બાબતે વ્યવસ્થિત ધોરણોનું સૂચન કર્યુ છે. ઈસ્લામના ચોથા ખલીફા હઝરત અલી (રદી.)ને એક વેળા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું "હે અલી ! પરાઈ વ્યકિત ઉપર એકવાર નજર પડી જવા પછી બીજી વાર તેના તરફ ન જુઓ, કેમકે તમારા માટે પ્રથમ વેળાની નજર ક્ષમાને પાત્ર છે. બીજીવાર નહીં.'' પ્રથમ નજર કે જે કોઈ જ ઈરાદા વગર અચાનક પડી જતી હોય છે તેના માટે માનવી મોટે ભાગે લાચાર હોય છે એટલા માટે તે મા'ફીને પાત્ર છે. અલબત્ત, તેનો અર્થ એવો હરગિઝ નથી કે પ્રથમ દષ્ટિ નાખવાની પરવાનગી છે.

હઝરત જરીર ઈબ્ને અબ્દુલ્લાહ (રદી.) ફરમાવે છે કે મેં અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પૂછયું કે, જે દષ્ટિ અચાનક પડી જાય છે તેના વિશે શું હુકમ છે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે "પોતાની દષ્ટિને તુરત ફેરવી લો"

મને આદેશ આપ્યો કે હું મારી દષ્ટિને ફેરવી લઉં. હઝરત અલી (રદી.)થી રીવાયત છે કે પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એકવાર પોતાની બેઠકમાં ફરમાવ્યું કે સ્ત્રી માટે કઈ વસ્તુ ઉત્તમ છે ? કોઈએ ઉત્તર ન આપ્યો. દરેકે ચૂપકીદી સેવી. હઝરત અલી (રદી.) ફરમાવે છે કે આ મજલીસમાં હું પણ શામિલ હતો. મારાથી પણ કોઈ જવાબ આપી શકાયો નહીં. જ્યારે ઘેર આવ્યો તો મે હઝરત ફાતમા (રદી.)થી પૂછયું કે સ્ત્રીઓ માટે કઈ વસ્તુ ઉત્તમ છે ? હઝરત ફાતમા (રદી.)એ ફરમાવ્યું કે "સ્ત્રી માટે સૌથી ઉત્તમ વાત આ છે કે તેણી પરાયા વ્યકિતની કામાંધ નજરથી સુરક્ષિત રહે, બચેલી રહે." હઝરત અલી (રદી.) આ જવાબથી એટલા બધા પ્રસન્ન થઈ ગયા કે પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે જઈને આ જવાબનો ઉલ્લેખ કર્યો. આ જવાબ સાંભળી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ પ્રસન્ન થયા અને ફરમાવ્યું "ફાતિમા (રદી.) મારા વ્યકિતત્વનો એક ભાગ છે."

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ માર્ગમાં બેઠક જમાવીને બેસવાની એટલા માટે મનાઈ ફરમાવી છે કે સાર્વજનિક માર્ગ હોવાને કારણે ત્યાંથી દરેક પ્રકારની વ્યકિતઓ પસાર થાય છે. માનવીની દષ્ટિ ચંચળ હોય છે કયાંક એવું ન થાય કે કોઈ પરાઈ વ્યકિત ઉપર વાસનાપૂર્ણ નજર પડી જાય અને તે ચારીત્ર્ય ભ્રષ્ટતાનું નિમિત્ત બની જાય. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક વાર પોતાના માનવંત સાથીઓ સમક્ષ ફરમાવ્યું કે જાહેર માર્ગ ઉપર બેસવાથી બચતા રહો. સાથીઓએ પોતાની લાચારી વ્યકત કરી અને બતાવ્યું કે આ રીતે બેસવા સિવાય કોઈ આરો નથી હોતો. આ સાંભળીને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જ્યારે આવી લાચારી જ હોય તો પછી રસ્તાનો હક અદા કરો. સાથીઓએ પૂછયું કે "રસ્તાનો હક શો છે"? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે "નજર નીચી

રાખવી, કોઈને કષ્ટ ન પહોચાડવું, વટેમાર્ગુની સલામનો જવાબ આપવો, સદાચારનો ઉપદેશ આપવો અને દુરાચારથી રોકવું."

ઈબ્ને કષીરે એક હદીષનો ઉલ્લેખ કર્યો છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે કયામતના દિવસે દરેક આંખ અશ્રુ વહાવતી હશે પરંતુ કેટલી આંખોમાં ઉત્સાહની ચમક હશે. એક તે આંખ જે અલ્લાહે હરામ (વર્જીત) ઠેરવેલી વસ્તુઓથી બચી હશે, અને બીજી તે આંખ જેણે અલ્લાહના માર્ગમાં જાગવાની તકલીફ વેઠી હોય અને ત્રીજી તે આંખ જેણે અલ્લાહના ડરને કારણે આસું વહાવ્યા હોય. આ વિશ્લેષણ પછી સરળતાપૂર્વક આ વાત સમજી શકાય છે કે સૃષ્ટિના સર્જનહારે સાવચેતીના પગલાં રૂપે જે વાતોનો આદેશ આપ્યો છે તેમાં નજરની સુરક્ષા પણ છે અને વાસનાઓ તરફ દોરી જતા પ્રેરકબળોથી પૂર્ણ સંયમ પણ ! આ પ્રકારના અભિગમ પાછળનો આશય એ છે કે વ્યકિત અને સમાજ માટે અતિ મૂલ્યવાન એવા ચારિત્ર્ય અને પવિત્રતાને સુરક્ષિત રાખવા માટે બધા જ પ્રયાસો કરવામાં આવે, જેથી માનવ સમાજ ઉપદ્રવ અને અશાંતિનો અડ્ડો ન બની શકે અને સમાજ તથા રાષ્ટ્રની સલામતી સામે કોઈ ખતરો ઊભો ન થાય.

બદનજરી (કામાંધ દષ્ટિ)ની એક ભેટ–દેહનું જાહેરમાં પ્રદર્શન કરવાની પ્રથા છે. જેનો પ્રારંભ સ્ત્રી દ્વારા પોતાના દેહને દરેક પ્રકારે શણગારીને લોકો સમક્ષ પ્રદર્શિત કરવાથી થાય છે. ઈસ્લામ પૂર્વે જહલતકાળમાં સ્ત્રીઓ દ્વારા પોતાના શરીરના અંગોનું પ્રદર્શન કરવાની પ્રથા પ્રચલિત હતી. ઈસ્લામ જેવો પવિત્ર જીવન માર્ગ કેવી રીતે આવી ગંદી પ્રથાને સહી શકતો હતો ? કુર્આન દ્વારા અલ્લાહે સ્ત્રીઓને આદેશ આપ્યો કે આગલી અજ્ઞાનતાના રિવાજ મુજબ પડદા વગર બહાર ફર્યા ન કરો. શરીરના અંગોનું પ્રદર્શન જે જહાલતકાળમાં પ્રચલિત હતું તે ઈસ્લામના આગમન પછી સખ્ત રીતે અનુચિત ઠેરવી દેવામાં આવ્યું, ભલે

તે વાળના શણગાર સ્વરૂપે હોય, વસ્ત્રોના ભપકારૂપે હોય કે પછી ઝીણા વસ્ત્રો પરિધાન કરીને અશ્લીલતા દર્શાવવા માટે હોય.

દરેક પ્રકારની નિર્લજ્જતાનો 'તબર્રૂજ'ની પરિભાષામાં સમાવેશ થઈ જાય છે. એ જ પ્રમાણે પરાયા પુરૂષોને પોતાના પ્રત્યે આકર્ષવાની દરેક પદ્ધતિઓ પણ કુર્આનના આદેશ અનુસાર નિષિધ્ધ ઠરે છે. અહીં સુધી કે બુરખો પણ પરાયી વ્યકિતઓનું ધ્યાન ખેંચવા માટે નયનરમ્ય અને શણગાર સજ્જ પસંદ કરવામાં આવે તો તે 'તબર્રૂજ'ની વ્યાખ્યામાં આવી જાય છે. તેના માટે કોઈ ચોકકસ કાનૂન બનાવી શકાતો નથી. તેનો સંબંધ સ્ત્રીના પોતાના અંતરાત્મા સાથે છે. સ્ત્રીએ પોતે પોતાના હૃદયનું નિરીક્ષણ કરવું જાઈએ કે કયાંક તેમાં કોઈ ગંદો ભાવ તો છૂપાયેલો નથી ને? જો ગંદો ભાવ જણાય આવે તો તબર્રૂજનો આદેશ લાગુ પડશે. જે શણગાર દરેક પ્રકારના ગંદા અને મલીન ભાવોથી મૂકત હોય તે ઈસ્લામી શણગાર છે અને જેમાં રજ માત્ર પણ મલીનભાવ શામિલ થઈ જાય તે જહાલતનો શણગાર છે.

અંતરને દૂષિત કરનારા પરિબળોમાંનું એક પરિબળ અવાજ પણ છે કે કેટલીએ આપત્તિઓ એવી છે જે માત્ર નિરંકુશ જીભને કારણે સર્જાય છે અને વ્યાપક બને છે. ઈસ્લામી શરીઅતે આના અનુસંધાનમાં પણ પૂર્ણ જાગૃતિ રાખી છે. અને સ્ત્રીઓને આદેશ આપ્યો છે કે તેણીઓ પરાયા પુરૂષ સાથે નરમાશ અને હળવાશથી મધુર શબ્દોમાં વાત ન કરે. બલ્કે સખ્તાઈથી અને સ્ત્રી સહજ પદ્ધતિને બદલે અવાજમાં થોડી ઉગ્રતા મેળવીને વાત કરે, જેથી સામેવાળો સ્ત્રીથી કોઈ ગંદી આશા ન સેવી શકે.

પુરૂષો સ્ત્રીના લેહકા અને વાણીની મધૂરતા જોઈ ચલિત થઈ શકે છે. અને ચારિત્ર્ય ભ્રષ્ટતા સુધી પરિસ્થિતિ પહોંચી શકે છે. એ જ પ્રમાણે સ્ત્રીએ પરાયા પુરૂષો જોડે બિલકુલ સીધી સાદી ઢબે જ વાત કરવી જોઈએ કોઈ વિશેષ અદા પ્રગટ ન કરવી જોઈએ અને ન જ કાવ્યાત્મક શૈલીનો

આશરો લેવો જોઈએ. કુર્આને ચેતવણી આપી છે કે જે લોકો એવું ઈચ્છે છે કે મુસલમાનોના સમૂહમાં નિર્લજ્જતા પ્રસરે તેઆના માટે દુનિયામાં પણ પ્રકોપ છે અને આખિરતમા પણ. સ્ત્રી કેમકે પોતાની આકર્ષક અને મધુર શૈલી તથા વશીકરણની શકિત ધરાવતા અવાજ દ્વારા પરાયા પુરૂષને પોતાની તરફ ખેંચી શકે છે, જેથી કુર્આને ખાસ આ માટે આદેશ આપ્યો અને કાયદાવિદોએ પણ કુર્આની આદેશની અનુસંધાનમાં સ્ત્રીના અવાજના સંદર્ભમાં કેટલાક વરદાનરૂપ ધોરણોનું સીમાંકન કર્યું, જે અનુસાર કુર્આનનું પઠન પણ ઊંચા અવાજે કરવું સ્ત્રી માટે અનુચિત છે. એ જ પ્રમાણે અઝાન, પરાયા પુરૂષ સાથે વાતચીત, નિરર્થક ચર્ચાઓ વગેરેની મનાઈ કરવામાં આવી છે. એ જ પ્રમાણે એવું પ્રત્યેક કૃત્ય જે પરાયા પુરૂષને એક ચારિત્ર્યવાન સ્ત્રી તરફ ગંદી નિય્યતથી આકર્ષી શકે છે ઈસ્લામે તેને અનુચિત ઠેરવી દીધું છે. ઉદાહરણ તરીકે અત્તર લગાવીને ઘેરથી બહાર નીકળવા ઉપર શરીઅતે પ્રતિબંધ મૂકી દીધો છે. જેથી કામાંધ દ્રષ્ટિનો તે શિકાર ન બને. ઈસ્લામની પવિત્ર શરીઅતે સ્ત્રી પુરૂષ માટે અત્તરનો ઉપયોગ કરવાના સંદર્ભમાં પણ આગવું ધોરણ સૂચવ્યું છે. પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે "પુરૂષ માટે તે ખુશ્બૂ યોગ્ય છે જેની સુગંધ પ્રસરે અને સ્ત્રીઓ માટે તે અત્તર યોગ્ય છે જેનો રંગ જાહેર થાય અને સુગંધ ન પ્રસરે." સાર એ કે આત્મ સુધારણા અર્થે સૂચવાયેલા સંરક્ષણાત્મક ઉપાયો અંગેનો આ આછો ચિતાર છે. નિઃશંક આ ઉપાયોને અમલી બનાવવાથી ચારીત્ર્યશીલતા અને પવિત્રતાને સુરક્ષિત રાખી શકાય છે, અને મલીન પ્રવૃત્તિઓને જન્મતાવેંત જ ડામી શકાય છે. અને કોઈ પણ પ્રકારના શક વિના ખાત્રીપૂર્વક કહી શકાય કે આ પ્રકારના પ્રાકૃતિક અને અસરકારક આયોજનોને અપનાવવાવાળો સમાજ કયારે પણ નિર્લજ્જ અને ચારિત્ર્ય ભ્રષ્ટ નથી બની શકતો.

# પ્રકરણ-૫

## પવિત્રતા અને ચારિત્ર્યશીલતાના શત્રુઓ ઇસ્લામની નજરે

ઈસ્લામની દ્રષ્ટિએ ચારિત્ર્યશીલતા, પવિત્રતા, સુશીલતા, નૈતિકતા અને સદાચાર, આલોક અને પરલોક માટે મહામૂલ્યવાન ગુણો છે. અને આ વાત તો દીવા જેવી સ્પષ્ટ છે કે સુશીલતા અને ચારિત્ર્યશીલતાનાં નિયમોને નેવે મૂકી દેવામાં આવે તો માનવ સમાજમાંથી શાંતિ અને સલામતી જ અલોપ થઈ જાય, તથા સામાજિક ચારિત્ર્યની ભારે દુર્દશા થાય.

જગતના ઈતિહાસમાં માનવચારિત્ર્યની ભૂમિકાનો અભ્યાસ કરતાં સ્પષ્ટપણે જણાય છે કે દરેક યુગમાં માનવજાતિને સૌથી વધારે નુકસાન પહોંચાડનાર કોઈ દૂષણ હોય તો તે ચારિત્ર્યભ્રષ્ટતા છે. આ એક એવું દૂષણ છે જેણે સંસ્કૃતિઓના વિકાસ અને રકાસમાં સૌથી મોટો ભાગ ભજવ્યો છે. ઈસ્લામ ચારિત્ર્યની વિકૃતિના દુષ્પરિણામો પ્રત્યે સચેત છે. તેથી તેણે જીવનના વિભિન્ન વિભાગોને સ્પર્શતા કાયદાઓમાં માનવચારિત્ર્યના સંદર્ભમાં લેશમાત્ર પણ ઢીલ કે નરમાશ નથી રાખી. અને વાસ્તવિકતા પણ આ છે કે જ્યાં સુધી સર્વગ્રાહી વ્યવસ્થા અને તેનું સખ્તાઈથી અમલીકરણ ન થાય ત્યાં સુધી કોઈ પણ દુષણને અંકુશમાં લાવી શકાતું નથી.

અનુભવો સાક્ષી આપે છે કે જેવી રીતે દોષપૂર્ણ કાયદાઓમાંથી છટકબારીઓ શોધીને માનવી કાનૂની પકડમાંથી મૂકિત મેળવી લે છે તેવી જ રીતે હળવા પ્રકારની સજાઓ પણ અપરાધીને અપરાધથી રોકવાને

બદલે પ્રોત્સાહિત કરે છે. ઈસ્લામે પહેલાંથી જ એવા કાયદાઓ રજૂ કર્યા, જે અસરકારક અને પરિણામદાયી હતા. ઈસ્લામનું દંડવિધાન માનવીને ત્યાં સુધી પોતાની પકડમાં નથી લેતું જ્યાં સુધી માનવી અત્યંત ગંભીર પ્રકારનો અપરાધ આચરી સામાજિક વ્યવસ્થામાં અશાંતિ ન ફેલાવે, અને વ્યકિત જો આ પ્રકારનો ભયંકર અપરાધ આચરી સામાજિક સમતુલાને પડકારે તો ઈસ્લામ સામાન્ય પ્રકારની સજાઓ રાખીને વ્યકિતને અપરાધ માટે પ્રોત્સાહિત કરવાને બદલે અત્યંત કડક અને ઈબ્રતનાક સજા આપે છે. કેમકે, કોઈ પણ દંડવિધાનનો હેતુ માનવ સમાજને અપરાધોના ત્રાસથી બચાવવાનો હોય છે, નહીં કે લોકોને વારંવાર અપરાધ માટે પ્રોત્સાહિત કરીને વારંવાર સજાઓ આપવાનો.

**ઈસ્લામી સજાઓના પરિણામોની રોશનીમાં જોવામાં આવે તો આ જ હકીકત સામે આવશે અને સફળ કાયદા વ્યવસ્થા પણ તે જ ગણી શકાય જે અસરકારક, બોધદાયક અને પરિણામદાયી હોય.** ચારિત્ર્યના સંદર્ભમાં ઈસ્લામે બે દૂષણોને સજાપાત્ર ઠેરવ્યાં છે (૧) વ્યભિચાર અને (૨) ચારિત્ર્યશીલ વ્યકિત ઉપર ખોટી રીતે વ્યભિચારનો આક્ષેપ મૂકવો. કેમકે વ્યભિચાર એક અત્યંત નીચ કક્ષાનું ગંદુ કૃત્ય છે જેનો આચરનાર માનવીની કક્ષાએથી નીચે ફંગોળાઈને પશુની કક્ષા સુધી પહોંચી જાય છે અને આ કૃત્ય વાસનાઓની પૂર્ણ ગુલામીનું જ સૂચક છે તેથી ઈસ્લામ માટે તે એક અસહ્ય દૂષણ છે. જેને સજાપાત્ર ઠેરવવા સિવાય ઈસ્લામ પાસે કોઈ અન્ય માર્ગ જ ન હતો.

વ્યભિચારની સજા અંગેના ઈસ્લામી દંડવિધાનના કાયદા અનુસાર પરિણિત વ્યભિચારીને સંગસાર (જાહેરમાં પથ્થરો મારીને મૃત્યુદંડ આપવો) અને અપરિણિત વ્યભિચારીને ૧૦૦ કોરડા ફટકારવાનો આદેશ છે અને સાથે ચેતવણી આપવામાં આવી છે કે આ સજા ક્રુર નથી, બિલકુલ ન્યાયી છે, તેથી સજા લાગુ કરવામાં અપરાધી પ્રત્યે સહાનુભૂતિ

ન દાખવવામાં આવે. જેની સામે ઈસ્લામે ચારિત્ર્યશીલતાના અસાધારણ મહત્ત્વને સ્પષ્ટ કરી દીધું હોય અને વ્યભિચારના વ્યાપક નુકસાનોથી તેને સાવચેત કરવામાં આવ્યો હોય તથા ઉચિત માર્ગે વાસના પૂર્ણ કરવાની પરવાનગી આપી હોય એ પછી પણ અલ્લાહે દોરેલી સીમાઓનું ખુલ્લેઆમ ઉલ્લઘંન કરે તે કેવી રીતે સહ્ય બને ? ધ્યાન દાખવવા માટે ચેતવવાનું કારણ એ પણ છે કે અપરાધીને સજા ભોગવતો જોઈ દેખનારને એવું વિચારીને સહનુભૂતિ થઈ શકે છે કે વાસનાઓ તો માનવીનો એક કુદરતી આવેગ છે જેની સામે કયારેક માનવી પરાસ્ત થઈ જાય છે અને કોઈ એવું પણ વિચારે છે કે જે કંઈ થયું તે બંનેની પરવાનગીથી થયું.

કુર્આનનો આદેશ કે **"સજાનો અમલ કરતાં સહાનુભૂતિ ન ઉભરી આવે." આ આદેશ આવા અપરિપક્વ વિચારોને ખંખેરી નાખવામાં વ્યકિતને મદદરૂપ થાય છે, સો કોરડા મારવા ઉપરાંત કુર્આનનો આ પણ આદેશ છે કે અપરાધીએ પોતાની આબરૂને કલંકિત કરી તેથી તેની સજા કોઈ ન જાણે તે રીતે અમલી બનાવવામાં ન આવે બલકે, સજાના અમલ વેળા ઈમાનવાળાઓનું એક જૂથ ત્યાં હાજર રહે જેથી આ સજાની ખૂબ ચર્ચા થાય અને બીજા લોકો માટે પણ બોધરૂપ બની શકે અને લોકો અપરાધીને બરાબર ઓળખીને તેનાથી સાવચેત રહે.**

કુર્આનની આયત છે "વ્યભિચારી લગ્ન નથી કરતો સિવાય કે વ્યભિચારી સ્ત્રી સાથે કે મુશ્રિક સાથે. વ્યભિચારિણી સાથે પણ કોઈ લગ્ન નથી કરતું સિવાય કે જે વ્યભિચારી હોય છે અને જેની નજર વ્યભિચાર તરફ જ થાય છે જેના હૃદયમાં હર ઘડીએ વ્યભિચારનો જ ખ્યાલ રહે છે, તેવી વ્યકિતથી એકદમ સાવચેત રહેવું જોઈએ. આજે ઈસ્લામની આ સજા પદ્ધતિને ક્રુર અને બર્બરતાપૂર્ણ કહેવામાં આવે છે અને માનવતાના નામે ઈસ્લામી સજાઓ ઉપર હીન આક્ષેપો કરવામાં આવે છે.

પરંતુ, અફસોસની વાત એ છે કે આ બૂમરાણ મચાવનારાઓને સામાજિક અને નૈતિક વ્યવસ્થાને પડકારનાર અપરાધીના કૃત્યમાં કોઈ જ ક્રુરતા જોવાતી નથી. વળી, અફસોસ છે આ પ્રગતિવાદીઓએ રચેલી દોષપૂર્ણ કાયદા વ્યવસ્થા ઉપર કે જે અપરાધીને તો છૂટો દોર આપે છે પરંતુ સમાજને બેહાલ અવસ્થામાં મૂકી દે છે. બી.જે.પી. નેતા એલ.કે. અડવાણી અને મનસેના નેતા ઉધ્ધવ ઠાકરેએ વ્યાભિચારી (રેપિસ્ટ)ને ઈસ્લામી દંડવિધાન મુજબની સજા થવી જોઈએનું સૂચન કરી મોડે મોડે ઈસ્લામી દંડવિધાનની મહત્વનો સ્વીકાર કયો છે.

વ્યભિચાર જો બન્ને પક્ષોની સંમતિથી હોય તો દુનિયાના કાયદાઓ અપરાધ ગણવા જ તૈયાર નથી. હા, તે અપરાધ ત્યારે જ બને છે જ્યારે બળાત્કારે આચરવામાં આવે, યા અન્ય પુરૂષની પત્ની સાથે આચરવામાં આવે અર્થાત મૂળ અપરાધ વાસ્તવમાં જબરદસ્તી અથવા કોઈના હક ઉપર તરાપ મારવાનું નામ છે. વ્યભિચાર મૂળેથી કોઈ અપરાધ જ નથી, વળી સજા માત્ર કેદ કે દંડ છે. બતાવો શું આનાથી વ્યભિચાર ઉપર અંકુશ આવી શકે છે ? સ્વાભાવિક રીતે જ આ પ્રકારની સજા પદ્ધતિ અને ખોટો દ્રષ્ટિકોણ કયારે પણ વ્યભિચારને નાથી શકતો નથી. ઈસ્લામની પવિત્ર આચાર વ્યવસ્થાએ (શરીઅત) વ્યભિચારને ભલે તે બળાત્કારે થાય કે પરસ્પરની સંમતિથી સજાપાત્ર અપરાધ ઠેરવ્યો છે. કેમકે સામાજિક ચારિત્ર્યની ઉન્નતિ ત્યાં સુધી શકય નથી, જ્યાં સુધી આ દૂષણના મૂળમાં જ ઘા ન કરવામાં આવે.

ઈસ્લામની દ્રષ્ટિએ વ્યભિચાર મૂળભૂત રીતે જ અપરાધ છે. કેમકે માનવી એ સર્જનહારનું સર્વશ્રેષ્ઠ સર્જન છે અને તેના જીવનનો એક મહાન હેતુ છે.

વાસનાઓની ગુલામી અને જાતીય સ્વચ્છંદતા માનવતા માટે કદાપિ શોભાસ્પદ નથી હોઈ શકતાં. ઈસ્લામી સજાઓને ક્રુરતાપૂર્ણ

કહેનારાઓ માનવશરીરને અપાતી તકલીફ પ્રત્યે અણગમો સેવે છે એવું નથી. વાસ્તવમાં આ પ્રગતિવાદી લોકો પોતાના માટે સભ્યતાના નવા ધોરણો સ્થાપવા માંગે છે કે, વ્યભિચાર દ્વારા વાસનાઓ તૃપ્ત પણ કરવામાં આવે, મનોરંજન પણ મેળવી લેવામાં આવે અને કાયદાની પકડથી પણ અલિપ્ત રહેવામાં આવે. વિશ્વાસપૂર્ણ રીતે કહી શકાય કે તેઓનો આ અભિગમ તેઓની નૈતિક ચેતનાઓના વિનાશનું સૂચન કરે છે. જો તેઓની નૈતિક ચેતનાઓ જીવંત હોત, તેઓની પાસે કોઈ પવિત્ર જીવન વ્યવસ્થા હોત અને તેઓ વ્યકિત સમાજના સંબંધોમાં વિવેક ધરાવતા હોત તો કદાપિ વ્યભિચાર જેવા વિસ્ફોટક દુર્ગુણને તેઓ ઔચિત્ય પ્રદાન ન કરત.

ઈસ્લામ નૈતિક ચેતનાઓ પ્રત્યે અસાધારણ હદે જાગૃત છે અને માનવીને કેવળ વાસનાઓના ઈશારે નાચતું રમકડું માનવા ઈસ્લામ હરગિજ તૈયાર નથી. તેથી વ્યભિચારના દરેક સ્વરૂપ માટે તેણે સજા સૂચવી દીધી છે. જેથી સમાજને ચારિત્ર્યિક વિનાશ તરફ દોરી જનાર તત્વો જડમૂળમાંથી જ નાશ પામે.

ઈસ્લામના દષ્ટિકોણ મૂજબ આખા સમાજને નુકસાનમાં સંડોવવા કરતાં વધારે સારૂ એ છે કે બે પાંચ વ્યકિતઓને આકરી સજા ફટકારીને વિશાળ સમૂહને ખતરનાક નૈતિક અને સાંસ્કૃતિક દુષ્પરિણામોથી બચાવી લેવામાં આવે. વળી આ સજાને કારણે જ્યાં સામૂહિક ચારિત્ર્યને રક્ષણ મળશે ત્યાં અપરાધીના જીવનમાં પણ પરિવર્તન અને સુધારણા આવશે. સાથે સાથે ઈસ્લામે સજા નિર્ધારણ અને અપરાધના સ્વરૂપ અને અપરાધીની જવાબદારીને ધ્યાનમાં રાખ્યાં છે. ઈસ્લામે આડેધડ સજા નિર્ધારિત નથી કરી. અને ન જ વગર વિચાર્યે એને અમલી બનાવવાનો આદેશ આપ્યો છે.

# પ્રકરણ-૬

## પડદા વ્યવસ્થા : સામાજિક ચારિત્ર્યની સુરક્ષા માટેનું ઇસ્લામી આયોજન

ચારિત્ર્યહીનતા અને વ્યભિચાર દુનિયાની તે વિનાશક બીમારીઓમાંથી છે, જેના ખતરનાક પરિણામો માત્ર વ્યકિતઓનું નહીં, સમાજો અને કુટુંબોનું અને કયારેક તો મોટા મોટા બળવાન રાષ્ટ્રોનું પણ પતન નોંતરે છે. માનવજાતિનો ઈતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે કે ચારિત્ર્ય ભ્રષ્ટતાએ કેવાં લોહિયાળ પરિણામો સર્જયાં છે !

ઈસ્લામ આ અંગે અત્યંત સચેત છે. કેમકે તે માનવ જીવનની પૂર્ણ વ્યવસ્થા છે. ઈસ્લામી શરીઅતે જ્યાં વ્યભિચાર અને જાતીય સ્વૈચ્છાચાર જેવા દુર્ગુણોને હરામ ઘોષિત કર્યા છે, ત્યાં ચારિત્ર્ય ભ્રષ્ટતા તરફ દોરી જતાં તમામ માર્ગોને પણ બંધ કરી દીધાં છે. જેમકે, દારૂ પીવું હરામ છે તો દારૂ બનાવવું, વેચવું, ખરીદવું, વગેરે બધું જ હરામ છે. વ્યાજ હરામ ઠેરવ્યું છે તો વ્યાજ સાથે સંકળાયેલાં તમામ વ્યવહારોને પણ હરામ જાહેર કર્યા છે. એવી જ રીતે વ્યભિચાર હરામ જાહેર કરવામાં આવ્યો હોવાથી તે તમામ બાબતો, જે વ્યભિચાર માટે કારણરૂપ બની શકતી હોય ઈસ્લામે તેને પ્રતિબંધિત ઠેરવી દીધી છે.

પરાઈ સ્ત્રી તરફ વાસનાપૂર્ણ નજર નાંખવાને આંખોનો વ્યભિચાર ઠેરવવામાં આવ્યો છે. તેણીનો સ્પર્શ કરવાને હાથોનો, તેણી પાસે જવાને પગોનો વ્યભિચાર ગણવામાં આવ્યો છે. આ જ રીતે ચારિત્ર્ય ભ્રષ્ટતાથી સમાજને સંપૂર્ણ સુરક્ષા પ્રદાન કરવા માટે સ્ત્રીઓ માટે પડદાનો આદેશ ઊતરવામાં આવ્યો છે. પ્રખ્યાત કુર્આની ભાષ્યકાર હઝરત મુફતી મુહમ્મદ

શફીઅ સા. (રહ.) ફરમાવે છે કે "સ્ત્રી પુરૂષના બેરોકટોક મેળમેળાપને માવનજાતિના પૂરા ઈતિહાસમાં પ્રથમ પયગમ્બર હઝરત આદમ અલયહિસ્સલામથી માંડી અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સુધીના કોઈ પણ તબકકામાં ઉચિત સમજવામાં નથી આવ્યો. અરે, ખુદાઈ કાયદાના અનુયાયીઓ જ નહીં, દુનિયાના અન્ય સભ્ય સમાજોમાં પણ આ બેરોકટોક મેળમેળાપને સારો નથી ગણવામાં આવ્યો." *(મઆરિફુલ કુર્આન, ભાગ-૭, પેજ-૨૦૯)*

કુર્આનમાં સ્ત્રીના પડદા વિશેના આદેશના સંદર્ભમાં સાત આયાતો (ચાર સૂરએ અહઝાબમાં અને ત્રણ આયાતો સૂરએ નૂરમાં) છે. હદીષમાં આશરે ૭૦ ઠેકાણે આ અંગે ઉલ્લેખ છે. આ બધાનું તાત્પર્ય એ છે કે સ્ત્રીઓનું જીવન, તેણીઓનું હરવું-ફરવું, તેણીઓની પ્રવૃત્તિઓ વગેરે પુરૂષોની નજરોથી છૂપાયેલું રહે. પડદાનો આ આદેશ પરિસ્થિતિ અને સંજોગો અનુસાર અલગ અલગ સ્વરૂપે લાગુ પડશે.

પડદાનું પ્રથમ સ્વરૂપ આ છે કે સ્ત્રીઓ પોત-પોતાના ઘરોમાં રહે. સ્ત્રીની શોભા એનું ઘર છે. પરંતુ ઈસ્લામી શરીઅત એક પરિપૂર્ણ વ્યવસ્થા છે, જેમાં માનવીની તમામ જરૂરિયાતોની પૂર્તિની સંપૂર્ણ કાળજી લેવામાં આવી છે અને આ વાત સ્પષ્ટ છે કે સ્ત્રીઓને સંજોગવસાત્ ઘરમાંથી બહાર નીકળવું પડે છે એટલા માટે પડદાનું બીજું સ્વરૂપ કુર્આન અને હદીષની રૂએ આ છે કે, જો ન છૂટકે ઘરની બહાર નીકળવું પડે તો પોતાના આખા શરીરને માથાથી લઈ પગ સુધી બુરખા વડે કે લાંબી ચાદર વડે ઢાંકીને નીકળે. પડદાનું આ બીજું સ્વરૂપ છે. કુર્આની ભાષ્યકાર હઝરત મૌલાના મુફતી મુહમ્મદ શફીઅ (રહ.) લખે છે : "પડદાના આ બીજા સ્વરૂપ વિશે પણ પહેલા સ્વરૂપની જેમ ઈસ્લામી કાયદાના નિષ્ણાંતો એકમત છે." *(મઆરિફુલ કુર્આન, ભાગ-૭, પેજ-૨૧૩)*

પડદાનું એક ત્રીજું સ્વરૂપ પણ કેટલીક રીવાયતોને કારણે સામે

આવે છે. આ ત્રીજા સ્વરૂપ અંગે ઈસ્લામી વિધિશાસ્ત્રીઓ અને વિદ્વાનો વચ્ચે જુદા જુદા મતો પ્રચલિત છે. તે એ છે કે સ્ત્રી જ્યારે ન છુટકે બહાર પડદા સહિત નીકળે તો શું તેણી માટે ચેહરો અને હથેળીઓ પણ ઢાંકવા પડદાના આદેશમાં શામિલ છે કે કેમ ?

અનેક વિદ્વાનોના મતે સ્ત્રીનો ચેહેરો અને હથેળીઓ પણ પડદાના આદેશમાં શામિલ છે. અને બીજા કેટલાક વિદ્વાનોના મતે ચહેરો અને હથેળીઓ પડદાના આદેશોમાં શામિલ નથી. અલબત્ત, શામિલ નથી એવું માનનારા વિદ્વાનોએ પણ એક શરત તો મૂકી જ છે કે ફિત્ના (ચારિત્ર્ય ભ્રષ્ટતાના સંજાગો) નો ખતરો ન હોય. જે વિદ્વાવાનો સ્ત્રીના ચેહરા અને હથેળીઓને પડદાના આદેશથી સંકળાયેલ માને છે, તેમની દલીલ આ છે કે સ્ત્રીના સૌદર્યનું મૂળ કેન્દ્ર તેણીનો ચેહરો હોય છે. તેથી ચહેરાને ઉઘાડો રાખીને ઘેરથી નીકળવામાં ફિત્નાનો ખતરો એક નિર્ધારિત વસ્તુ છે.

ઈસ્લામી વિધિશાસ્ત્ર (ફિક્હ) ના ચાર વિખ્યાત વિદ્વાનો હઝરત ઈમામ માલિક (રહ.), હઝરત ઈમામ શાફઈ (રહ.) હઝરત ઈમામ ઈબ્ને હમ્બલ (રહ.), હઝરત ઈમામ અબૂ હનીફહ (રહ.) પૈકી પ્રથમ ત્રણ વિદ્વાનોએ તો ચહેરા અને હથેળીઓને ખોલવાની પરવાનગી બિલકુલ આપી નથી, પછી ભલે કોઈ પ્રકારના ફિત્નાની શકયતા હોય કે ન હોય. હઝરત ઈમામ અબૂ હનીફહ (રહ.) એ સ્ત્રીઓ માટે ચેહરા અને હથેળીઓને પડદાના આદેશમાંથી મૂકત ગણેલ છે. પરંતુ સાથે આ શરત લગાવી છે કે ફિત્નાનો ખતરો ન હોવો જોઈએ. પરંતુ સામાન્યપણે ફિત્નાના ખતરાનું ન હોવું લગભગ અશકય છે એટલે હનફી મસ્લકના વિદ્વાનોએ પણ પરાયા પુરૂષો સામે ચહેરો અને હથેળીઓ ખોલવાની પરવાનગી મજબૂરીના સંજોગો સિવાય આપી નથી.

હનફી મસ્લકના વિદ્વાનોનો મૂળ મત જો કે આ જ છે, કે સ્ત્રીનો ચહેરો અને હથેળીઓ પડદાના આદેશમાંથી મૂકત છે, પરંતુ ભયજનક

સંજોગોમાં ચહેરો અને હથેળીઓ ઢાંકવા જરૂરી છે, એવું આ વિદ્વાનોનું મંતવ્ય છે. આ સંદર્ભમાં હનફી મસ્લકના કેટલાક વિદ્વાનોનાં મંતવ્યો અત્રે પ્રસ્તુત છે :

(૧) મહાન હનફી વિદ્વાન હઝરત અલ્લામા સરખસી (રહ.) એ ચહેરા અને હથેળીઓના પડદામાં શામિલ હોવા ન હોવાના પ્રશ્ન અંગે વિસ્તૃત આલોચના કર્યા પછી અંતે લખ્યું છે "ચહેરા અને હથેળીઓ તરફ દ્રષ્ટિ નાંખવી એવા સંજોગોમાં જાઈઝ છે કે જ્યારે નજરમાં વાસના ન હોય, અને જો જોનાર સમજતો હોય કે સ્ત્રીના ચહેરાને જોવાથી મનમાં વિકાર જન્મી શકે છે, તો તેના માટે સ્ત્રીના શરીરના કોઈ પણ ભાગ તરફ દષ્ટિ નાંખવી હલાલ નથી." *(મબ્સૂત પેજ – ૧૫૨, જીલ્દ – ૧૦)*

(૨) પ્રખર હનફી વિદ્વાન હઝરત અલ્લામા શામી (રહ.) એ 'રદદુલ મુહતાર' (કિતાબુલ કરાહિયહ) માં લખ્યું છે :

"જો વાસના અને કામાવેગની શંકા હોય તો ઔરતના ચહેરા તરફ નજર નાંખવી પ્રતિબંધિત ગણાશે. કેમકે પરાઈ સ્ત્રી તરફ નજર નાંખવાનું ઔચિત્ય કામાવેગ ન હોવાની શરતને આધીન છે. જો આ શરત તૂટતી હોય (અર્થાત વાસનાની શંકા હોય) તો તે દષ્ટિ હરામ છે અને આ વાત 'સલફ' (સદાચારના કડક આગ્રહી એવા ઈસ્લામ પૂર્વજો) ના યુગ માટે હતી. આપણા જમાનામાં તો પરાઈ સ્ત્રી તરફ નજર માત્ર હરામ છે (ભલે વાસનાપૂર્ણ નજર હોય કે ન હોય) સિવાય કે વાજબી કારણસર લાચારીવશ નજર કરવી પડે જેમકે, ન્યાયાધીશ અથવા ગવાહ કે જેમને કોઈ કેસમાં કોઈ સ્ત્રી વિશે ચુકાદો આપવાનો હોય અથવા ગવાહી આપવાની હોય." *(સંદર્ભ : "મઆરિફુલ કુર્આન" ભાગ ૭ પેજ ૨૧૯)*

(૩) "ફતહુલ કદીર" માં છે : "સમજી લો કે શરીરના કોઈ ભાગનું છુપાવવા યોગ્ય અંગોમાં દાખલ ન હોવા માટે અને તે ભાગ તરફ નજર

નાખવાનું જાઇઝ હોવા માટે કોઈ ચોકકસ નિર્ધારણ નથી. કેમકે નજર નાંખવાની પરવાનગીનો આધાર એના ઉપર છે કે વાસના ભડકવાનો ખતરો ન હોય. ભલેને તે ભાગ સતરમાં દાખલ ન હોય. આજ કારણે કોઈ પરાઈ સ્ત્રીના ચહેરા તરફ દ્રષ્ટિ નાંખવી એ સંજોગોમાં હરામ છે, જ્યારે કે વાસના ભડકવાનો ખતરો હોય. આ છતાં પણ કે ચહેરો સતરમાં દાખલ નથી." *(ફત્હુલકદીર પેજ નં. ૧૮૧ જીલ્દ ૧)*

હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહબ (રહ.) લખે છે "હદીષમાં એક માણસને એક સ્ત્રી તરફ દેખી રહેલા જોઈ અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું તે માણસના ચહેરાને પોતાના મુબારક હાથથી બીજી તરફ ફેરવી દેવું આની સ્પષ્ટ દલીલ છે. તો આજના અત્યંત ખતરનાક સમયમાં કોણ કહી શકે છે કે તેની નજર આ ખતરાથી ખાલી છે.?" *(મઆરિફુલ કુર્આન ભાગ-૭ પેજ ૨૧૮)*

આગળ હઝરત મુફતી મુહમ્મદ શફીઅ (રહ.) પડદાના કુર્આની આદેશનું વિસ્તૃત વિવરણ કર્યા પછી અંતમાં લખે છે. આ ચર્ચાનો અને વિધિવેત્તાના મતભેદનો સાર આ છે કે ઈમામ શાફઈ, ઈમામ માલિક, ઈમામ અહમદ બિન હમ્બલ (રહમતુલ્લાહિ અલયહિમ) એ નવયુવાન સ્ત્રી તરફ નજર નાંખવાની હરહાલમાં મનાઈ કરી દીધી. ભલે તેમાં ફિત્નો હોય યા ન હોય. જેમકે શરીઅતનાં સંખ્યાબંધ આદેશોમાં તેના ઉદાહરણો મવજૂદ છે. દા.ત. સફરમાં સામાન્ય રીતે અનેક પ્રકારની અગવડો હોય છે, એટલે શરીઅતે સફરને જ એક 'અગવડ' ગણીને સફરમાં પોતાના આદેશોનું સ્વરૂપ હળવું બનાવી દીધું, ભલે કોઈને સફરમાં જરા પણ અગવડ ન પડે. અને ઘરથી વધારે આરામ મળે, તો પણ હળવા આદેશો (જેમકે નમાઝ કસર કરવી) જ અમલ પાત્ર ગણાશે.

હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.) એ સ્ત્રીના ચહેરા અને હથેળીઓને ખોલવાને જ ફિત્નાના કારણરૂપ નથી ઠેરવી દીધું. બલકે,

સમય અને સંજોગો મૂજબ જ્યાં ફિત્નાનો ખતરો ન હોય ત્યાં ચહેરાનું ખોલવું જાઈઝ ઠેરવ્યું છે. પરંતુ ઉપર આપણે જોઈ ચૂકયાં છીએ કે આજના જમાનામાં ફિત્નાનો ખતરો હોવો લગભગ શકય છે. એટલા માટે પાછળના હનફી વિદ્વાનોએ છેવટે તે જ હુકમ આપ્યો, જે ફિકહના ત્રણ ઈમામોએ આપ્યો હતો કે યુવાન સ્ત્રીના ચહેરા અને હથેળીઓ તરફ પણ દષ્ટિ નાંખવી નાજાઈઝ છે. *(મઆરિફુલ કુર્આન ભાગ-૭ પેજ ૨૨૧)*

કુર્આનની સૂરહ અહઝાબની આયત : "હે નબી પોતાની પત્નીઓ અને પુત્રીઓ અને મુસલમાનોની સ્ત્રીઓથી કહી દો કે પોતાના ઉપર પોતાની ચાદરોનો ઘુંઘટ નાખી લે, ઉમ્મીદ છે કે આનાથી તેણીઓ ઓળખાઈ જશે અને તેણીઓને સતાવવામાં નહીં આવે" ના સંદર્ભમાં કુર્આનના અનેક તફસીરકારો (ભાષ્યવિદો)નું મંતવ્ય છે કે આ આયત ખાસ ચહેરો છૂપાવવા માટે છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) આ આયતના વિવરણમાં ફરમાવે છે "અલ્લાહે મુસલમાન સ્ત્રીઓને આદેશ આપ્યો છે કે જ્યારે તેણીઓ કોઈ જરૂરતથી નીકળે તો માથા ઉપરથી પોતાની ચાદરો લટકાવીને પોતાના ચહેરાઓને ઢાંકી લે."

*(તફસીરે ઈબ્ને જરીર ભાગ-૨૨ પૃષ્ઠ ૨૯)*

‘‘ઈમામ મુહમ્મદ બિન સીરીન (રહ.)એ હઝરત ઉબૈદા બિન સુફિયાન બિન હારિસ હજરમીથી માલૂમ કર્યુ કે આ આદેશ (સૂરહ : અહઝાબની ઉપરોકત આયતમાં અપાયો છે તે) ઉપર અમલ કરવાનો તરીકો શું છે ? તેમણે પોતે ચાદર ઓઢીને બતાવ્યું અને પોતાનું માથું, નાક અને એક આંખને છૂપાવીને માત્ર એક આંખ જ ખુલ્લી રાખી.’’

*(તફસીરે ઈબ્ને જરીર ભાગ-૨૨ પૃષ્ઠ ૨૯, અહકામુલ કુર્આન ભાગ-૩ પૃષ્ઠ ૪૫૭)*

અલ્લામા અબુબક્ર જસ્સાસ (રહ.) લખે છે : "આ આયત એ વાતની દલીલ છે કે યુવાન સ્ત્રીએ પરાયા પુરુષોથી ચહેરાને છૂપાવવાનો હુકમ છે અને તેણીએ ઘેરથી નીકળતી વેળા પોતાની ચારિત્ર્યશીલતા

જાહેર કરવી જોઈએ. જેથી બદનિય્યત લોકો તેણીના પ્રતિ કોઈ પ્રકારની લાલચ ન સેવી શકે." *(અહકામુલ કુર્આન ભાગ – ૩ પૃષ્ઠ ૪૫૮)*

માનવ શરીરનું સૌથી આકર્ષક અંગ ચેહરો છે. વર્તમાન યુગમાં સામાન્યપણે જયારે ખરાબીઓ વધી ગઈ છે, અને વાસનાઓને ભડકાવનારા પરિબળો અસાધારણ શકિતથી કામ કરી રહયાં છે ત્યારે સ્ત્રીઓને ખુલ્લા ચહેરા સાથે બહાર ફરવાની રજા આપવી ખતરાથી ખાલી નથી. પશ્ચિમ અને પશ્ચિમના ચેલાઓએ વાતાવરણ કંઈક એ પ્રકારનું બનાવી દીધું છે, જેમાં સામાન્ય માણસની પરાઈ સ્ત્રીના ચહેરા પ્રત્યેની દષ્ટિ જાણે શંકાથી ખાલી નથી હોતી. અલબત્ત ચહેરાને છૂપાવવાનો આ આદેશ કાનૂની લચક ધરાવે છે. ઈસ્લામી કાયદો કોઈ જડ પ્રથા નથી કે જેમાં સંજોગો મૂજબ અનુકૂળતાઓ ન હોય. પડદો એક બુધ્ધિગમ્ય આદેશ છે. જેમાં અસલી જરૂરિયાતના સંદર્ભમાં છૂટછાટને સંપૂર્ણ અવકાશ રહેલો છે. આ અનુસાર લાચારીવશ અને સૌદર્યના પ્રદર્શનની નિય્યત ન હોય તો ચહેરો ખોલી શકાય છે.



# પ્રકરણ-૭

## પશ્ચિમના નારીસ્વાતંત્ર્ય આંદોલનોએ દુન્યાને શું આપ્યું?

વૈજ્ઞાનિક, મનોવૈજ્ઞાનિક અને જીવનશાસ્ત્રીય સંશોધનોએ આ વાત દીવા જેવી સ્પષ્ટ કરી દીધી છે કે સ્ત્રી અને પુરૂષના શારીરિક અને માનસિક વ્યકિતત્વમાં વિશાળ પાયાના તફાવતો રહેલા છે. આ તફાવતો મૂળભુત અને પ્રાકૃતિક છે, તેથી અગર કોઈ એવું ઈચ્છે કે સ્ત્રી–પુરૂષ વચ્ચેના કુદરતી અંતરને ભૂંસી નાખવામાં આવે, તો પણ આવું કરી લેવું કોઈ કાળે શકય નથી. હાં, એટલું જરૂર શકય છે કે આ અંતરને વિસરી જઈને સ્ત્રી–પુરૂષનું સ્થાન નકકી કરવામાં આવે અથવા આ અંતરને દૂર કરી દીધાનો એક બનાવટી આભાસ ઊભો કરી દેવામાં આવે.

જેમકે વર્તમાન પશ્ચિમી સભ્યતાએ કંઈક આ જ પ્રકારનું વલણ અપનાવીને સ્ત્રી–પુરૂષ સમાનતાનો એક આભાસ ઊભો કર્યો છે કે, નારી સ્વાતંત્ર્યનો સૂર ગુંજતો કરનાર પાશ્ચાત્ય સંસ્કૃતિમાં આજે નારીની દુર્દશાનો કોઈ પાર નથી. આજે બીચારી પશ્ચિમી સ્ત્રીએ સ્વાતંત્ર્ય ભોગવવા પોતાના સ્ત્રીત્વને ગુમાવી દેવું પડયું છે. અને રીતસર તેણીએ પોતાના પુરૂષ હોવાનો ડોળ કરવો પડે છે. એણીને સ્વતંત્રતા તો મળી, પણ સ્ત્રી રહીને નહીં, પુરૂષ હોવાનો અભિનય (ડોળ) કરીને ! પશ્ચિમનો આ જ સ્વભાવ છે અને ત્યાંની સંસ્કૃતિનું આ જ નાટક દુનિયાના તખ્તા ઉપર ભજવાઈ રહ્યું છે કે બનાવટી અને આભાસી સમાનતાના ખ્યાલો ઉપસાવવામાં આવે અને સ્ત્રી જાતિના ઉચ્ચ સન્માનનું વિશ્વવ્યાપી લીલામ કરવામાં આવે. આમ કરવાથી જ એની ભૌતિક અને સ્વાર્થી

જીવનદ્રષ્ટિનું ટકી રહેવું શકય છે. તેથી પશ્ચિમ આ પ્રકારનું ઘાતકી નાટક ભજવવા મજબૂર છે !

સ્ત્રી–પુરૂષ વચ્ચેના કુદરતી તફાવતોના અનુસંધાનમાં પ્રસિધ્ધ નોબેલ પારિતોષિક વિજેતા ડો. એલેક્ષીસ કેરલ (Alexix Carrel) લખે છે : "હકીકતની દષ્ટિએ સ્ત્રી પુરૂષ કરતાં અત્યંત નકકર દષ્ટિએ સાવ ભિન્ન પ્રકૃતિની છે. સ્ત્રીઓને જોઈએ કે તેણીઓ પોતાની લાયકાતોને પોતાની પ્રકૃતિ મૂજબ વિકસવા દે. પુરૂષોની નકલ કરવાના પ્રયત્નો ન કરે. સ્ત્રીઓએ પોતાના પ્રાકૃતિક કાર્યક્ષેત્ર (ઘર) ની પ્રવૃતિઓને કદાપિ છોડવી ન જોઈએ." (Man-the Unkownn Newyork 1949, p. 91)

પશ્ચિમી સંસ્કૃતિની આ લાચારી છે કે તે સ્ત્રી પુરૂષો વચ્ચેની મૂળભુત ભિન્નતાઓને મિટાવી દેવાનો બનાવટી આભાસ સર્જવા પાછળ પરિણામોનો વિચાર કર્યા વિના જ પડી છે. પરંતુ શું આભાસી વસ્તુ હકીકતનું સ્થાન લઈ શકે છે? શું આપ ચાલુ ટ્રેનના દરવાજે ઉભા રહી આંખો મીચીને માનસપટ ઉપર એવો આભાસ કરો કે ટ્રેન ચાલુ નથી પણ ઉભી છે? શું તમે આ આભાસને અનુસરીને નીચે ઊતરી શકો છો ? અગર આપ ઊતરવાનો પ્રયત્ન કરશો તો જે હકીકત છે તે પોતાનું કામ કર્યા વગર રહેવાની છે ? શું કડવું પરિણામ આવ્યા વગર રહેવાનું છે ? હરગિઝ નહીં. પશ્ચિમની આ જ મોટી ભૂલ છે. તેણે સ્ત્રી–પુરૂષ સમાનતાનો અભાસ ઊભો કર્યો છે, અને આ આભાસ મૂજબ જ તે સ્ત્રી પુરૂષના સ્થાન વિશે નિર્ણય લઈ રહયું છે. બીજી બાજું હકીકત પોતાનું કામ કરી રહી છે. અને માનવ જાતિ આ 'પાશ્ચાત્ય આભાસ' ના કડવા પરિણામોથી ભારે અશાંત થઈ ચૂકી છે. આપણે સંક્ષિપ્તમાં તેના દુષ્પરિણામો ઉપર એક નજર કરી લઈએ :

## (૧) ઔદ્યોગિક ક્રાંતિ અને નારીની અવદશા :

જે સમય ગાળામાં પશ્ચિમમાં નારી સ્વતંત્ર્યના આંદોલનનો સળવળાટ થયો એ અરસામાં જ ત્યાં ઔદ્યોગિક ક્રાંતિને પરિણામે સામાજિક મૂલ્યો અને આર્થિક વ્યવસ્થાઓમાં ધરખમ પરિવર્તનો આવ્યાં. પશ્ચિમના મૂડીવાદી વ્યવસ્થાતંત્રને આ સંજોગો ખુબ માફક આવી ગયા. મુડીવાદીઓએ મોટા મોટા કારખાના અને વેપારી કેન્દ્રો સ્થાપ્યા. આ કેન્દ્રો ચલાવવા તેમને મેન પાવરની જરૂરત હતી, બદનસીબે પહેલા અને બીજા વિશ્વ યુધ્ધમાં પુરૂષો મોટી સંખ્યામાં હલાક થયા. એટલે કારખાનાઓની જરૂરતને પૂરી કરવા સ્ત્રીઓથી કામ લેવાનો ગુપ્ત એજન્ડો તૈયાર થયો. અત્યાર સુધી ઘરમાં રહેતી નાજુક નમણી સ્ત્રીને ઘરથી બહાર લાવવા નારી સ્વાતંત્રતાના નગારા વગાડવામાં આવ્યા. બાપડી બિચારી નારી તેમની સ્ત્રી–પુરૂષ સમાનતાની માયાજાળમાં ફસાઈ ગઈ અને કંઈક મેળવવાની લાલચમાં ઘરની બહાર આંધળી દોટ મૂકી પણ અંતે એવી ફસાઈ ગઈ કે ન ઘરની રહી ઘાટની.

ઉદ્યોગીકરણની હવાએ અત્યંત વેગ પકડયો અને નાના–નાના નગરો પણ વિશાળ ઉદ્યોગ કેન્દ્રોમાં ફેરવાઈ ગયા. ગ્રામ્ય વિસ્તારોમાંથી લોકોના ટોળે ટોળાં શહેરી વિસ્તારો તરફ ખેંચાવા લાગ્યા. ઉદ્યોગીકરણને કારણે વસ્તીની ગીચતા વધી અને લોકોની જિંદગીએ એક નવો જ મોડ લીધો. માનવ જીવન યંત્રોનો ઘોઘાટમાં પીસાવા માંડયું અને શાંત ગ્રામ્ય જીવનની તુલનમાં ઘોંઘાટીયું ઔદ્યોગિક વાતાવરણ તથા મશીન લાઈફ લોકજીવનનું અંગ બની ગયું. બીજી તરફ મૂડીવાદી વ્યવસ્થાએ સંપત્તિના વિભાજનમાં ભારે ખરાબી સર્જી હતી. મોજ શોખની ચીજ–વસ્તુઓએ લોકોની જીવન જરૂરિયાતોમાં સ્થાન લઈ લીધું હતું, પરંતુ સંપત્તિના અ–સમાન વિભાજનને કારણે તમામ લોકોને જોઈતી વસ્તુઓ મળવી શકય ન હતી.

પરિણામ એ આવ્યું કે પત્ની ખુદ પતિ માટે અને સંતાનો પિતા માટે જ બોજરૂપ બનવા લાગ્યાં. અરે દરેક વ્યકિત માટે પોતાની જાતને અને પરિસ્થિતિઓએ સમાજને એ વાત ઉપર મજબૂર કરી દીધો કે દરેક વ્યકિત પોતે જ પોતાનો આર્થિક બોજ ઉઠાવવાવાળા બની જાય ! પરિણામ સ્વરૂપ પરિણિત, વિધવા કે કુંવારી એવી બધી જ સ્ત્રીઓને પોતાના પેટનો ખાડો પૂરવા લાચારીવશ કમાવવા નીકળવાની ફરજ પડી ગઈ. વ્યાપાર કેન્દ્રોમાં આ રીતે સ્ત્રી પુરૂષનો મેળમેળાપ વધવા માંડયો. આ મેળમેળાપના જે કાંઈ પરિણામો આવવા જોઈતા હતાં, તે કુદરતી રીતે જ આવીને રહ્યાં.

આમ, ઔદ્યોગિક ક્રાંતિ એ સ્ત્રી જાતિ માટે પશ્ચિમ તરફથી સ્વાવલંબી બનવાનો ''ઐતિહાસિક સંદેશ'' છે ! પોતાના આ ''ઐતિહાસિક સંદેશ'' ને આજે પશ્ચિમે ભ્રામક દલીલોની જાળ બિછાવીને જગતભરમાં વ્યવહારિક સ્વરૂપ આપ્યું છે. અને દુનિયાભરમાં નારી પોતાની અને પોતાના હદથી વધી. વાત તો એ છે કે કયાંક તો પોતાના પતિ અને બાળકોની આજિવિકાનો બોજ નિભાવી રહી છે. આ બોજ ઉઠાવવા માટે એ બિચારી મજબૂર છે. કેમકે બાદશાહી જીવન ધોરણ સામે મર્યાદિત આવકની શી વિસાત ? આ બાદશાહી જીવન ધોરણની સલામતી માટે પતિ પત્ની એક બીજાના સહયોગી બની ગયા છે અને કયાંક તો પત્નીનું યોગદાન વધુ હોય છે !

વિચારી તો જૂઓ કે આ પ્રકારની ભૌતિકવાદી મનોદશા કેટલી ખતરનાક છે. શું સ્ત્રી કમાવવા માટે પેદા કરવામાં આવી છે ? એવી દલીલ પણ કરવામાં આવે છે કે સ્ત્રી પોતે જ સ્વાવલંબી બનવાની ઈચ્છા ધરાવે છે, જેથી સમાજમાં તે સ્વમાનથી જીવી શકે, તેણી ઉપર કમાવવા માટે કોઈ દબાણ નથી હોતું, શું આ વાત સાચી છે ? હરગિઝ નહીં, સ્ત્રી

ઉપર આ દબાણ કોઈ ઘરના સભ્ય (પતિ, સાસુ, સસરા વગેરે) તરફથી ભલે ન હોય, સામૂહિક અભિગમ અને સામાજિક વિચારશરણી એક ખતરનાક દબાણ છે.

આજે પાશ્ચત્ય મતના સમાજોમાં આ સામાન્ય અભિગમ છે કે સ્ત્રીએ કમાવવું જ જોઈએ. શું એક કમજોર નારી આવા પ્રબળ સામાજિક દબાણ સામે ટકી શકે છે ? વ્યકિતગત દબાણો વિના પણ તેણી પોતાના સ્વભાવની કુદરતી લાગણીશીલતાને કારણે મનોવૈજ્ઞાનિક રીતે ન કમાવવાને પોતાની હીણપત સમજશે. અને મનમાં ઊંડી અનિચ્છા હોવા છતાં કમાવવા માટે મજબૂર બનશે. આજે આ જ બની રહ્યું છે ! આ સ્ત્રી ઉપરના અત્યાચારનું અત્યંત સુધરેલું છતાં સૌથી ખતરનાક સ્વરૂપ છે, જેણે વીસમી સદીની સ્ત્રીને સ્ત્રી ન રહેવા દેવાની જાણે હઠ પકડી છે. ન્યાયનો તકાજો શું છે ? પુરૂષની માફક સ્ત્રી ઉપર આર્થિક જવાબદારીઓ નાંખવી કેટલે અંશે માનવતા અને ન્યાય ભાવના માટે શોભાસ્પદ છે ?

સ્ત્રી સાથે કેટલી લાચારીઓ સંકળાયેલી છે તે તો વિચારો ! તેણીની યુવાનીનો આરંભ જ માસિક સ્ત્રાવ સાથે થાય છે. અને આ ક્રમ છેક વૃધ્ધાવસ્થાના આગમન સુધી જારી રહે છે. તેણીને ગર્ભધારણ, પ્રસૂતિ અને સ્તનપાનના અતિ નાજૂક અને ગંભીર તબકકાઓમાંથી પસાર થવું પડે છે. સાથે સાથે બાળકોના ઉછેર અને કેળવણીની વિકટ જવાબદારી પણ તેના શિરે છે. આ બધું હોવા સાથે સ્ત્રીની શારીરિક અને માનસિક કાર્યક્ષમતાઓ પુરૂષ કરતાં ઓછી છે. આવા સંજોગોમાં ન્યાયનો તકાઝો આ છે કે સ્ત્રી ઉપર વિશેષ જવાદારી લાદવામાં ન આવે જો સ્ત્રી ઉપર આ જવાબદારીઓ લાદવામાં આવે તો તેણીના માનસિક અને શારીરિક આરોગ્ય ઉપર તથા સામાજિક વિકાસ ઉપર ગંભીર કટુ અસરો પડી શકે છે. અને આજે આપણે આ જ કટુ અસરો પોતાની નજરો નજર નિહાળી રહયા છીએ.

## (૨) સ્ત્રી સન્માન ઉપર ઝનૂની આક્રમણ :

સ્ત્રી જાતિને પશ્ચિમી સભ્યતા તરફથી મળેલી એક ખતરનાક ભેટ છે–તેણીના વ્યકિતત્વની ઉચ્ચતાનું જાહેર લીલામ ! પશ્ચિમની સ્ત્રી જાતિ પ્રત્યેની છેતરપિંડી અને ધોકાબાજીનું આ કરૂણ પાસું છે. સ્ત્રીનું સ્ત્રીત્વ કેટલી પવિત્ર અને ઉચ્ચ વસ્તુ છે ? પશ્ચિમી સ્વાર્થને સ્ત્રીની આ પ્રાકૃતિક ઉચ્ચતા કયાંથી ગમી શકે છે, જ્યારે કે તેની જીવન દષ્ટિમાં જ વાસનાપૂર્ણ સ્વાર્થના જ બીજ રોપાયલાં છે ?

અનુભવો આપણને સ્પષ્ટપણે બતાવે છે કે દુનિયામાં જ્યાં જ્યાં આ ભ્રામક પાશ્ચાત્ય સ્ત્રી સ્વતંત્રતાના ખ્યાલને અપનાવવામાં આવ્યો છે ત્યાં નારીનું સન્માન કેટલી બધી હદ સુધી ચુંથાય રહ્યું છે ? – આ નાચઘરો, આ સ્ત્રીની નગ્ન તસ્વીરો, આ છૂટાછેડાના અધધધ.... આંકડાઓ અને લગ્નબંધનોનું તકલાદીપણું, સ્ત્રીઓની આત્મહત્યાઓ, ગર્ભ પરિક્ષણની તરકીબો, કુંવારી માતાઓ અને લાયસન્સવાળા વેશ્યાઘરો, નારીના સન્માનને ચૂંથી રહેલાં પશ્ચિમી સભ્યતાના વિકરાળ સ્વરૂપો કયાં જઈ અટકશે? એ સમજાતું નથી.

આ સંદર્ભમાં આપણે એક સ્ત્રીની જ ગવાહી જોઈ લઈએ. અમદાવાદ (ગુજરાત)થી પ્રસિધ્ધ થતાં 'સમભાવ' દૈનિકના તા. ૧૦ ઓગષ્ટ ૧૯૯૪ (બુધવાર)ના અંકમાં 'લિખિતંગ' વિભાગ (પેજ–૪)માં કુસુમ બહેન ભટ્ટ લખે છે : "સ્ત્રી સમાનતાના બણગા ફૂકાતા નવા કાયદા ઘડાયા હોવા છતાં કે વર્ષો થી સંઘર્ષ ચાલતો હોવા છતાં સ્ત્રી સાથે ભેદભાવ ઘરમાં, સમાજમાં, ઓફીસમાં, બધે જ હજીય રખાય છે. વિકાસશીલ દેશોની પોણા ભાગની સ્ત્રીઓને શારીરિક માર મારવામાં આવે છે. જ્યારે દુનિયાની દર બે હજાર સ્ત્રીઓમાંથી એક ઉપર બળાત્કાર થાય છે. સહુથી વધુ બળાત્કારના કિસ્સા અમેરીકામાં નોધાય

છે જ્યાં એકલા ૧૯૯૩ માં જ દોઢ લાખ બળાત્કાર થયા હતા ! ઉપરાંત અમેરીકામાં સ્ત્રીઓના સૌથી વધુ ખૂન, અકસ્માત, કેફી પદાર્થ સંબંધી અપરાધો, ભ્રષ્ટાચાર અને આવકમાં અસમાનતા રહયા હોવાનું એહવાલ જણાવે છે.

ભારતમાં દર વર્ષે દહેજને લીધે ૯૦૦૦ સ્ત્રીઓ મોતના ખપ્પરમાં હોમાતી હોવાનો સ્ત્રી–સંસ્થાઓ દાવો કરે છે.(જ્યારે સરકારી અનુમાન મૂજબ આ આંકડો ૫૦૦૦નો છે.) આટલા વર્ષોથી સ્ત્રી સમાનતાના નારા લગાવતા હોવા છતાં કાનૂનમાં ફેરફાર કર્યા પછી પણ દરેક દેશમાં સ્ત્રીની હાલત બદતર જ છે." એમ અહેવાલ કહે છે. ૧૭૩ દેશોના સર્વેક્ષણ કરનાર અહેવાલ મૂજબ કોઈ દેશ કે કોઈ સમાજમાં સ્ત્રી સુરક્ષિત નથી. કબૂલ કે આજે સ્ત્રી કમાવવા લાગી છે, તે પગભર થઈ ગઈ છે, છતાં અસલામતી સતત તેને કોરી ખાય છે. સ્ત્રીઓ ભલે કમાતી થઈ હશે પરંતુ નોકરીના સ્થળે તેમની છેડતી થતી હોવાનું સામાન્ય બનતું જાય છે, એમ વિકાસ અહેવાલ નોંધે છે....

તો આમ સ્ત્રી સાથેના અન્યાય બધે ચાલુ જ છે જેમાં જાપાન, કેનેડા, હોંગકોંગ, અને સ્વીટ્ઝરલૅન્ડમાં સ્ત્રીની સ્થિતિ દિન–બદિન બદતર થતી જાય છે..." આ એક સ્ત્રીની જ હૈયાવરાળ છે, જે સ્ત્રી સંબંધી આજની વાસ્તવિકતાઓ અંગે સાચું ચિત્ર રજૂ કરે છે. શું સ્ત્રી વિશે સ્ત્રીની ગવાહી વધારે ન્યાયપૂર્ણ નથી ?

'સંદેશ' દૈનિક (અમદાવાદ)ની તા. ૨૭ જુલાઈ ૧૯૯૪ની અર્ધસાપ્તાહિક પૂર્તિમાં 'સંસારના રંગ' કટારમાં શ્રી સંસારશાસ્ત્રી લખે છે : ''પશ્ચિમના સુધરેલા દેશોમાં પણ પછાત દેશોની જેમ પતિના હાથે સ્ત્રીઓની મારપીટ ચાલુ રહી છે. આપણે ઈંગ્લેન્ડનો જ દાખલો લઈએ ત્યાં 'ચિઝબિક' મુકામે આવેલી ''રેફયુઝ'' નામની સંસ્થા છેલ્લા ૨૫ વર્ષથી એક જ કામગીરી બજાવી રહેલ છે. સ્ત્રીઓ ઉપર તેમના પતિઓ

દ્વારા ગુજારવામાં આવતા જુલ્મો–સીતમ સામે સ્ત્રીઓને આશ્રય આપવાની. મારપીટ સહન કરતી પત્નીઓનું પૃથકકરણ કરતાં જણાઈ આવ્યું છે કે પ્રાથમિક શિક્ષણથી માંડીને ઉચ્ચ અભ્યાસના અંતે દાકતરી, વકીલાત અને એવા બીજા વ્યવસાયોમાં પડેલી સ્ત્રીઓનો તેમાં સમાવેશ થાય છે. એવી રીતે પત્નીની મારપીટ ઉપર ઊતરનારાઓમાં પણ દાકતરો, વકીલો, અધ્યાપકો, સરકારી નોકરો વગેરેનો સમાવેશ થાય છે.

(પેજ – ૧૮)

આ જ અખબારની આ જ તારીખની આ જ પૂર્તિમાં "નારી તારાં નવલા રૂપ" વિભાગમાં જણાવવામાં આવ્યું કે "જેમ લોકો હવે દરરોજ પંજાબમાં આતંકવાદીઓ દ્વારા આડેધડ ગોળીબારમાં મૃત્યું પામતાં લોકોના સમાચાર સાંભળવા ટેવાઈ ગયા છે, તેમ સ્ત્રીઓને ભોળવીને તેનો શિકાર કરનારા જુલ્મીઓની વાતો સાંભળીને પણ ટેવાઈ ગયા છે"

(પેજ – ૧૯)

નારી જાતિના છેક આટલી હદ સુધી અપમાન માટે નિઃશંક પાશ્ચાત્ય સંસ્કૃતીની "સ્ત્રી સ્વાતંત્ર્ય" નામની બનાવટ ૯૯ ટકા જવાબદાર છે. જાલિમોને એણે જ સરળતાઓ કરી આપી છે.

## (3) કુટુંબ વ્યવસ્થાનો વિનાશ :

આભાસી સ્ત્રી સ્વાતંત્ર્યને કારણે સમાજ ઉપર જે ખતરનાક અસરો પડી તે પૈકીની એક કુટુંબ વ્યવસ્થાના વિનાશને લગતી છે. સ્વાતંત્રતા અને સમાનતાના બહાના હેઠળ નાજૂક નમણી નારીને આધુનિક દબાણો વડે પુરૂષ સાથે કામ કરવાની અને બેરોકટોક મેળમેળાપની ફરજ પાડવામાં આવી. પરિણામે વાસનાઓ અને જાતીય સ્વેચ્છાચારમાં અભૂતપૂર્વ અસાધારણ વૃધ્ધિ થઈ, લાંબાંગાળે આ મુકત જાતિય સ્વેચ્છાચારે કુટુંબ વ્યવસ્થાને ખતરનાક આઘાત પહોંચાડયો. પશ્ચિમી વિચારસરણીના ગુલામ રાષ્ટ્રોમાં આજે પારિવારિક વ્યવસ્થા મૃતઃ પ્રાય બની ગઈ છે. જેના

પરિણામે વિકરાળ સામાજિક સમસ્યાઓના ભરડામાં આવી જઈ અનેક સમાજો વિનાશના મુખમાં ધકેલાઈ ગયા છે.

કુટુંબ વ્યવસ્થા વ્યકિત અને સમૂહના વિકાસ માટેની અત્યંત અસરકારક અને વૈજ્ઞાનિક વ્યવસ્થા છે. સ્ત્રી અને પુરૂષના સંબંધોને આ વ્યવસ્થા દ્વારા સ્થિરતા પ્રદાન થાય છે. પરંતુ જ્યાં સ્ત્રી અને પુરૂષના માનસમાંથી લગ્ન સંબંધ અને લગ્નના હેતુઓનો વિચાર જ નીકળી ગયો હોય અને જાતીય સંબંધોમાં કેવળ વાસનપૂર્તિ જ એક માત્ર હેતુ બની ગઈ હોય ત્યાં કુટુંબ વ્યવસ્થા કેવી રીતે ટકી શકે છે ? વાસનાપૂર્ણ વાતાવરણમાં સ્ત્રી અને પુરૂષ બંને પોતાની કૌટુંબિક જવાબદારીઓ પૂર્ણ કરવાની ક્ષમતા ગુમાવી બેસે છે.

પાશ્ચાત્ય સંસ્કૃતિ આ પોતે વ્હોરેલી મુસીબતથી આજે ભારે પરેશાન અને અશાંત છે. ઘરની શાંતિના ભોગે જિંદગી જાણે જીવતે જીવત "જહન્નમના અઝાબ" જેવી બની ગઈ છે. ફ્રાંસમાં વાર્ષિક એક હજાર વ્યકિતઓ પૈકી સરેરાશ સાતથી આઠ લોકો લગ્ન બંધનમાં જોડાય છે જેનાથી એક વાત સ્પષ્ટ પણે સમજી શકાય છે કે કુલ વસ્તીનો કેટલો મોટો ભાગ અપરિણિત છે ! જ્યાં વસ્તિનો બહુમતિ ભાગ લગ્ન બંધનથી મુકત રહેવામાં માનતો હોય ત્યાં કુટુંબ વ્યવસ્થાના મૂળીયા કયાંથી મજબૂત બની શકે છે ?

કુટુંબ વ્યવસ્થાના આ વિનાશને કારણે ગેરકાયદેસર અને લગ્નેતર જાતિય સંબંધો પાશ્ચાત્ય સંસ્કૃતિનું એક સ્વાભાવિક "ભુષણ" બની ગયું છે. વળી એક સુસભ્ય, સુસંસ્કૃત અને કેળવણીબદ્ધ સમાજનું અસ્તિત્વ કુટુંબ વ્યવસ્થાને જ આભારી છે. આ વ્યવસ્થાના વિનાશને કારણે બાળ ઉછેર અને સામાજિક શિક્ષણના માર્ગો ઉપર અત્યંત સ્ફોટક અસરો પડે છે. આ સંજોગોમાં સમાજને સુસભ્ય વ્યકિતઓ કેવી રીતે મળી શકે છે ?

કુટુંબ વ્યવસ્થાના બંધારણ અને સ્વરૂપમાં જોવા મળતી સ્થિરતા અને ગંભીરતા એક એવી શકિત છે, જે વ્યકિતને સાચા અર્થમાં સમાજનો શુભેચ્છક બનાવી શકે છે. પશ્ચિમે સ્ત્રી સ્વાતંત્ર્યની બનાવટ અને છળકપટ દ્વારા પારિવારિક વ્યવસ્થાનો જે વિનાશ નોંતર્યો છે, તેના પરિણામ સ્વરૂપ વ્યકિતનું સાચું ઘડતર ન થવાને કારણે ગુનાખોરી અને અપરાધોમાં પણ અસાધારણ હદે વધારો થયો છે.

## (૪) ખતરનાક ગુપ્તરોગોની વ્યાપકતા :

સ્ત્રી સ્વાતંત્ર્યના નામે અદ્ભૂત વિજાતીય આકર્ષણ ધરાવતી બે જાતીઓ સ્ત્રી અને પુરૂષ વચ્ચે બેરોકટોક મેળમેળાપ એની હદ વટાવી જવાને કારણે નિલજર્જતાઓ અને વ્યભિચાર સામાન્ય બની ગયા. આનું એક ખતરનાક પરિણામ આવ્યું, એ છે ગુપ્તરોગ. એક અંદાઝ અનુસાર અમેરીકાની ૮૫ ટકા વસ્તી ગુપ્તરોગોમાં વત્તે–ઓછે અંશે સપડાયેલી છે. એન્સાયકલોપીડિયા બ્રિટાનીકાની માહિતી અનુસાર ત્યાંના સરકારી દવાખાનાઓમાં પ્રતિવર્ષ સરેરાશ સીફિલીસ (Syphilis-ગુપ્તાંગમાં ચાંદી–આતશક) ના બે લાખ અને ગોનોરિયા (Gonorrhoea–ગુપ્તાંગ પ્રમેહ સૂઝાક) ના એક લાખ સાઈઠ હજાર રોગીઓનો ઉપચાર કરવામાં આવે છે. *(ભાગ– ૨૩ પેજ – ૪૫)*

ત્રીસથી ચાલીસ હજાર જેટલા બાળકોના મૃત્યું માત્ર વારસામાં મળેલા રોગ સીફીલીસ (આતશક) ને કારણે થાય છે. ટી.બી. (ક્ષયરોગ) સિવાય બાકી જેટલા રોગોથી લોકો મરણ પામે છે, તે બધામાં સૌથી વધારે લોકો સીફિલીસથી મરણ પામે છે. નિષ્ણાંતોના મત અનુસાર ગોનોરિયો (સૂજાક)માં ૬૦ ટકા યુવાનો સપડાયેલા છે. સ્ત્રી રોગોના નિષ્ણાંતોના એક અહેવાલ મૂજબ પરિણિત સ્ત્રીઓના ગુપ્તાંગોના જેટલા ઓપરેશન કરવમાં આવે છે, તેમાં ૭૫ ટકા કેસ એવા નીકળે છે જેમાં ગોનોરિયો (સૂજાક)નો અસર જોવા મળે છે.

વીસમી સદીના ઉત્તરાર્ધમાં એક નવો રોગ આરોગ્ય વિજ્ઞાનીઓએ શોધી કાઢયો. એ ખતરનાક જીવલેણ રોગનું ટુંકુ નામ છે (Aids) એઈડ્ઝ. આરોગ્ય વિજ્ઞાનીઓએ સંશોધનો દ્વારા જાહેર કર્યુ કે આ રોગ મુકત જાતીય સ્વેચ્છાચારથી જન્મે છે. "એઈડ્ઝ" અંગે નિષ્ણાંતોનું મંતવ્ય છે કે આ રોગ નથી પણ મનુષ્યની રોગ પ્રતિકારક શકિતનો વિનાશ એટલે એઈડ્ઝ "એઈડ્ઝ"ના દર્દીનું મોત એકદમ સામાન્ય પ્રકારની પ્રાથમિક બિમારીથી પણ થઈ શકે છે.

"સમાચાર સંસ્થા 'એસોશિયેટેડ પ્રેસ'(એ.પી.) નો છેલ્લામાં છેલ્લો અહેવાલ જણાવે છે કે માત્ર પાછલા એક જ વર્ષમાં (૧૯૯૩ કુલ ૧.૭૦ કરોડથી વધુ (અર્થાત આશરે પોણા બે કરોડ) લોકો એઈડ્ઝનો ભોગ બન્યા. સાથે સાથે રોગની ગતિ મંદ પાડવાના કોઈ સંકેત દેખાતા નથી, એમ આરોગ્ય સત્તાવાળાઓએ આજે (એટલે કે તા. ૮ ઓગષ્ટ ૯૪ના રોજ) જણાવ્યું હતું. નવા અસર પામેલાઓ પૈકી ૭૫ ટકા એશિયામાં છે. એઈડ્ઝનો ચેપ લગાવતા એચ.આઈ.વી. (H.I.V.)ના નવા રોગચાળાનો વિશ્વમાં અન્ય જગ્યાઓ કરતાં અહીં વધુ પ્રમાણમાં ઝડપી ફેલાવો છે.

વિશ્વ આરોગ્ય સંગઠનના એઈડ્ઝ કાર્યક્રમના વડા. માયકલ મેરસને જણાવ્યું હતું કે અગાઉ કરતાં ગયા વર્ષે વધુ લોકો એચ. આઈ. વી. નો ભોગ બન્યા છે. આફ્રિકા આ રોગચાળાથી તારાજ થનાર હજુ પણ વિશ્વનો સૌથી મોટો ભાગ છે. ત્યાં એક કરોડથી વધુ લોકોને એચ.આઈ.વી. ની અસર થઈ હોવાનું માનવામાં આવે છે. દ્દષ્ટાંત રૂપે યુગાન્ડાનાં મસાકા જીલ્લામાં તમામ મૃત્યું પામનારાઓમાં (૫૦ ટકા) લોકો એઈડ્ઝને કારણે મૃત્યું પામે છે. ૯૦ ટકા મૃત્યું પામનારાઓમાં ૩૫ વર્ષની વયના નીચેના હોય છે." *(સમભાવ દૈનિક ૯/૮/૯૪ માંથી)*

આ પ્રકારની ખતરનાક, જીવલેણ બિમારીઓ પાશ્ચાત્ય સંસ્કૃત્તિના નારી સ્વાતંત્ર્યના દંભને કારણે વધુને વધુ વ્યાપક બનતી જાય છે. અને માનવ જાતિ એના ખપ્પરમાં કરૂણ રીતે હોમાઈ રહી છે.

## (૫) સામૂહિક ચારિત્ર્યનો વિનાશ :

એક એવું વાતાવરણ, જ્યાં સ્ત્રી અને પૂરૂષના મેળમેળાપમાં કોઈ પ્રકારના કાયદાકીય કે સામાજિક અવરોધો ન હોય, કયાંથી માણસને કાબૂમાં રાખી શકે છે ? પાશ્ચાત્ય સભ્યતાની આ સ્વાભાવિકતાને કારણે લોકોના ચારિત્ર્ય ભ્રષ્ટતાને હવે પશ્ચિમમાં મૂળેથી કોઈ ધૃણાસ્પદ બાબત સમજવામાં જ નથી આવતી.

પેરીસની એક વિખ્યાત કોલેજના પ્રિન્સીપાલને પોલ બ્યુરો (ફ્રાન્સનો વિખ્યાત સમાજવાદી વિદ્વાન) એ જણાવ્યું કે "ફ્રાન્સમાં પરિણિત લોકોનું વ્યભિચારી હોવું લેશમાત્ર પણ ખરાબ સમજવામાં નથી આવતું અને ન કોઈ વ્યભિચારીની નિંદા કરવાનો વિચાર સુદ્ધાં પણ કરી શકે છે. જો કોઈ માણસ પોતાની પત્ની સિવાય કોઈ બીજી સ્ત્રીને પોતાની રખાત તરીકે રાખે છે તો તે વાતને છૂપાવવા જેટલી ગંભીર ગણતો જ નથી. અને સમાજ આ કૃત્યને બિલકૂલ સાધારણ પ્રકારનું અને ચાલતું રહેનાર સમજે છે." *(Towards Moral Bankruptcy પેજ ૭૬ – ૭૭)*

પોલ બ્યુરો એક સ્થળે લખે છે : "ફ્રાન્સના મહાનગરોથી માંડી નાના નાના શહેરો અને ગામડાંઓ પણ હવે નવયુવાનોના આ સિધ્ધાંતોમાં માને છે કે જ્યારે અમે જ ચારિત્ર્યવાન નથી તો અમને પોતાની ભાવિ પત્નીથી ચારિત્ર્યશીલતાની આશા રાખવાનો અને તેણીના કુંવારાપણાને સલામત સમજવાનો કોઈ અધિકાર નથી. બરગંડી, બોન અને અન્ય વિસ્તારોમાં હવે આ એક સામાન્ય વાત છે કે લગ્ન અગાઉ અનેક પુરૂષ મિત્રો કરી ચૂકેલી યુવતી માટે લગ્ન વેળા પોતાનો ઈતિહાસ છૂપાવવાની

કોઈ જરૂરત નથી હોતી. યુવતીના નિકટના સગાસંબંધીઓમાં પણ તેણીના આ આવારાપણા પર કોઈ પ્રકારનો અણગમો નથી હોતો. યુવતીઓ પોતાની જાતિય સ્વેચ્છાચાટનું વર્ણન એકબીજા સામે એવી રીતે કરે છે જે રીતે અરસ–પરસ વેપાર ધંધા અને રમત ગમતની ચર્ચા કરવામાં આવે છે." ( Towards Moral Bankruptcy Page-94)

સામાજિક ચારિત્ર્યના વિનાશની આ વરવી પરિસ્થિતિ આખરે કયાં સુધી કોઈ સંસ્કૃતિને સામાજિક અધોગતિથી બચાવી શકે છે ? ઈતિહાસના પાનાઓ ઉપર નજર કરવાથી આ હકીકત દીવા જેવી સ્પષ્ટ જણાય છે કે માનવ સંસ્કૃતિને પતન અને વિનાશની ગર્તાઓમાં ધકેલી દેનાર સૌથી મોટું અનિષ્ટ ચારિત્ર્ય ભ્રષ્ટતા અને વાસનાઓની ગુલામી છે દરેક યુગમાં આ જ ખરાબી સંસ્કૃતિઓ માટે સ્ફોટક અને વિનાશક પુરવાર થઈ છે.

બતાવો, આ સ્ફોટક ખરાબીથી આજની પાશ્ચાત્ય સંસ્કૃતિ કયા ઉપાયો દ્વારા બચી શકે છે ? શું વિજ્ઞાન અને નૂતન જીવન દષ્ટિ તેને ચારિત્ર્ય ભ્રષ્ટતાના દૈત્યથી બચાવી શકવા સમર્થ છે ખરી ? હકીકતમાં તો આ સામૂહિક ચારિત્ર્યપતનના વિકરાળ રાક્ષસને વિજ્ઞાન અને નૂતન જીવન શૈલીએ એવી સગવડો અને સરળતાઓ ઉપલબ્ધ કરી આપી છે કે તે વધારે આસાનીથી કોઈ સંસ્કૃતિને પોતાનો કોળિયો બનાવી શકે છે. આ દષ્ટિએ ચારિત્ર્ય ભ્રષ્ટતાના હિંસક વરૂને પોતાનો શિકાર મેળવવાનું કામ પશ્ચિમના પોતે બનાવેલા ખુદાએ–અર્થાત વિજ્ઞાને ખૂબ સરળ કરી આપ્યું છે. ત્યારે એ કઈ તાકાત હશે જે પશ્ચિમને ઈતિહાસના કોઈ અજ્ઞાત ખૂણામાં ધકેલાઈ જવાથી બચાવી શકે છે ?

હા, પશ્ચિમનો અંતરાત્મા જાગૃત થાય અને તેની આંતરિક ચેતનાઓ તેને બનાવટી ખુદાની પકડમાંથી મૂકત કરાવીને અસલી ખુદાની ગુલામી તરફ દોરી જાય તો, ખાતરીપૂર્વક પેલા સંસ્કૃતિ ખાઉ રાક્ષસને

પછડાટ આપી શકાય છે. આ સિવાય બીજો કોઈ માર્ગ નથી જેને અપનાવીને કોઈ સંસ્કૃતિને વિનાશથી બચાવવી શકય હોય !

## (૬) જનજીવનમાં વ્યાપક અશાંતિ :

સ્ત્રી પુરૂષ વિષેના ક્ષતિપૂર્ણ પશ્ચિમી અભિગમને કારણે કુટુંબ વ્યવસ્થાની ભારે અવદશા થઈ અને પરિણામ સ્વરૂપ સામૂહિક જનજીવનમાં વ્યાપક અશાંતિ સર્જાઈ. આજે પશ્ચિમમાં આ અશાંતિએ લોકો માટે જીવતે જીવત આ દુનિયાને "જહન્નમ" બનાવી દીધી છે !

ઈંગ્લેન્ડમાં નારી સ્વતંત્ર્યની પરિસ્થિતિ એવી છે કે પતિ પોતાની પત્નીના બોયફ્રેન્ડને રાત્રિવિહારથી કાયદેસર રોકી શકતો નથી. ઉપરાંત, પત્નીને આ અધિકાર છે કે તેણી કોઈ પણ પ્રકારની મજબૂરી કે કારણ વિના પતિને પોતાની પાસે આવવાથી રોકી શકે છે. જો પત્નીની અનિચ્છા છતાં પતિ તેણી ઉપર બળજબરી કરે, ધમકાવે કે બીવડાવે તો એ બધું લગભગ બળાત્કાર જેવું ગણાય અને પતિને જેલના સળિયા ગણવાનો વારો આવે.

પતિ સાથે જરા સરખી પણ ચકમક ઝરે તો સ્ત્રી છૂટાછેડા લેવામાં જરા પણ વાર નથી લગાડતી. કેમકે કાયદા મૂજબ તેણીને પતિની મિલકતનો અડધો ભાગ મળે છે. એટલુ જ નહીં, બાળકો પણ તેને જ સોંપાય છે. કેટલીકવાર તો છૂટાછેડા પામેલી પત્ની અને બાળકોને ભૂતપૂર્વ પતિના ઘરમાં જ રહેવાની પરવાનગી પણ મળે છે. આ સંજોગોમાં પતિની હાલત ધોબીના કૂતરા જેવી થાય છે. કે ન ઘરનો રહે ન ઘાટનો. આ પરિસ્થિતિ એટલી બધી કરૂણ હોય છે કે અંગ્રેજ પુરૂષો લગ્નના નામ માત્રથી જ કંપી ઉઠે છે. અને લગ્નથી દૂર રહી ગર્લફ્રેન્ડથી જ કામ ચલાવી લે છે !

ઈંગ્લેન્ડમાં એક કહેવત પણ પ્રસિધ્ધ છે કે ત્રણ 'W' (ડબલ્યુ) નો વિશ્વાસ નહી Weather, Woman, Work (અર્થાત હવામાન, સ્ત્રી

અને કામ) આવા કપરા સામાજિક વાતાવરણમાં સ્ત્રીઓ કેવી રીતે બાળજન્મ અને બાળ ઉછેરને પસંદ કરી શકે છે ? જે બાળકો જન્મે છે તે પણ માતા પિતાનું આજ્ઞા પાલન શું વસ્તુ છે તે જ નથી જાણતા. સંતાનો લગભગ ૧૮ વર્ષની ઉમર પછી માં–બાપને છોડીને ચાલતી પકડે છે. માનવજીવનમાં રીતસર પશુજીવનના લક્ષણો પ્રવેશી રહયા છે જવી રીતે પશુઓ એક ઉમર પછી મા–બાપને ભૂલી જતાં હોય છે. તેવી આ પશ્ચિમના માણસોની હાલત છે. સંતાનોની વિમુખતાને કારણે વૃધ્ધો એકાંતવાસ સેવે છે. અને નર્સરી હોમમાં (ઘરડાઘરમાં) ભારે દયાજનક હાલતમાં આશ્રય લે છે અને ત્યાં જ મૃત્યુ પામે છે.

આ રીતે જન જીવનમાં વ્યાપક અશાંતિ ઊભી થઈ છે. વળી જાતીય સ્વેચ્છાચાર અને સ્ત્રીઓની અસાધારણ સ્વતંત્રતાને પરિણામે ગુનાખોરી અને અપરાધોનું પ્રમાણ અત્યંત વ્યાપક બની ગયું છે. સંશોધનો અને અહેવાલો જ બતાવે છે કે આ ગુનાખોરીના મૂળમાં ૮૦ ટકા બનાવોમાં **"બનાવટી સ્ત્રી સ્વાતંત્ર્ય"** થી ઊભી થયેલી પરિસ્થિતિ જ જવાબદાર છે!

## (૭) બાળ માનસનું ખતરનાક જાતીય ઉત્થાન :

પ્રાકૃતિક નિયમો મૂજબ જાતિય પરિપકવતાની એક ચોકકસ વય હોય છે. જાતિય પરિપકવતા અને વયને અરસપરસ અદ્‌ભૂત સંબંધ છે. આ સંબંધનું મહત્ત્વ માનવ જીવનની ભાવિ ઉન્નતિ સાથે અતૂટ રીતે સંકળાયેલુ છે. જો જાતિય પરિપકવતા અને વય અંગેના કુદરતી નિયમોમાં અસમતુલા સર્જાય તો ગંભીર સામાજિક અને સાંસ્કૃતિક સમસ્યાઓ સર્જાઈ શકે છે અને આ અસમતુલા વ્યાપક બને તો આ સમતુલાનો શિકાર બનેલી મનુષ્ય પેઢી માટે ભાવિ અત્યંત નિરાશાજનક બની જાય છે તેની સીધી અસર આખી સંસ્કૃતિ ઉપર પડે છે. અને કયાંક તો આખી સંસ્કૃતિના વિનાશ સુધી પણ વાત પહોંચી શકે છે.

અમેરીકાના વિખ્યાત વિદ્વાન અને બાળ અપરાધોના ક્ષેત્રમાં ઊંડો

અભ્યાસ કરનાર બેન લિંડસે (Ben Lindsey)પોતાના પુસ્તક Revolt of Morden Youth માં લખે છે "અમેરિકામાં બાળકો સમય પહેલાં જ બાલિગ (પૂખ્ત) થવા લાગે છે અને ખૂબ કાચી વયમાં જ બાળકોમાં વાસના ભર્યા આવેગો જન્મવા લાગે છે." (પૃષ્ઠ –૮૨) બેન લિંડસએ ૩૧૨ કિશોરીઓની તપાસ કરી તો જણાવ્યું કે તેણીઓ પૈકી ૨૫૫ કિશોરીઓ અગિયારથી તેર વર્ષના ગાળામાં બાલિગ થઈ ગઈ હતી અને તેમનામાં એવી વાસના યુકત ભાવનાઓ જણાતી હતી જે એક ૧૮ વર્ષની યુવતીમાં હોવી જોઈએ. *(પૃષ્ઠ – ૮૨ – ૮૬)*

ડોકટર એડિથ હોકર "Laws of Sex"માં લખે છે : "અત્યંત સંસ્કૃત અને સાધન સંપન્ન લોકોમાં પણ આ કોઈ આશ્ચર્યની વાત નથી કે સાથ આઠ વર્ષની બાળકીઓ પોતાના સમવયસ્ક છોકરાઓ સાથે પ્રેમ સંબંધો બાંધે છે જે કયારેક શરીર સબંધ સુધી પણ પહોંચી જાય છે, સંસ્કૃત કુટુંબની એક ૭ વર્ષની બાલિકા પોતાના મોટાભાઈ અને તેના કેટલાંક મિત્રો સાથે શૈયામગ્ન થઈ. એક બીજી ઘટનામાં પાંચ બાળકોનુ એક જૂથ, જેમાં બે છોકરીઓ અને ત્રણ છોકરાં હતા અને જેમના ઘર પાસે પાસે જ હતાં, પરસ્પર કુકર્મ કરતાં ઝડપાયાં તેમનામાંના સૌથી મોટા બાળકની ઉમર દસ વર્ષની હતી." (Laws of Sex પૃષ્ઠ – ૩૨૮)

આ છે પરિણામ તે દંભી નાટકનું જે પાશ્ચત્ય સંસ્કૃતિએ સ્ત્રી સ્વાતંત્ર્યના નામે ભારે નિર્લજ્જતા પૂર્વક ભજવવાનું ચાલુ કર્યુ છે. ન જાણે આ નાટક હજુ કેવા કેવા પરિણામો સર્જશે અને કેવા કેવા અભિનયો દ્વારા માનવતાની અશાંતિને વધારે વિકટ બનાવશે?

## (૮) વૈશ્યાવૃત્તિની વિનાશક વ્યાપકતા :

નારી એ વાસ્તવમાં સમાજ અને સંસ્કૃતિના વિકાસનું એક નિર્ણાયક અંગ છે. માતા, બહેન, પત્ની, પુત્રી વગેરે સ્વરૂપે નારી પુરૂષ જીવનની ઉન્નતિ, વિકાસ અને કૌટુંબિક સ્વસ્થતામાં નિર્ણાયક ભૂમિકા ભજવે છે.

જો આ જ નારી ચારિત્ર્ય ભ્રષ્ટતાની ગંદકીમાં ખરડાય તો, માનવ જીવનનો કોઈ વિભાગ તેની કટુ અસરોથી બચી શકતો નથી. આજે આવી જ પરિસ્થિતિ ઊભી થઈ છે. પશ્ચિમને ન જાણે કેવું ઝનૂન સવાર થયું છે કે, તે નારી સ્વાતંત્ર્યના નામે દુનિયાભરમાં નારીની સન્માનજનક અવસ્થાનું વસ્ત્રાહરણ કરવા પાછળ પડયું છે. કોઈની મા, કોઈની બહેન, કોઈની પુત્રી આ સંજોગોમાં પતનના છેલ્લા તબકકામાં ફંગોળાયેલી જોવા મળે છે. વૈશ્યા બજારો નારી જાતિને પશ્ચિમી સભ્યતા તરફથી વળગાડવામાં આવેલી સૌથી અપમાનજનક મુસીબત છે. જેમાં આજે નારીત્વના ઉચ્ચપદનું ક્રૂરતાપૂર્ણ અવમૂલ્યન થાય છે.

પાશ્ચાત્ય વિચાર પધ્ધતિને અપનાવનારા રાષ્ટ્રોમાં આજે મોટી મોટી હોટલો, નાચઘરો અને સાર્વજનિક ઈમારતોમાં ખૂલ્લે આમ વૈશ્યાવૃત્તિ ચાલે છે. અને કયારેક આ વાસનાપૂર્ણ હૈવાનીયત નિચતાની છેલ્લી કક્ષાએ પણ પહોંચી જાય છે. ૧૯૧૨ માં એક વાર પૂર્વ ફ્રાંસના એક મેયરે વચમાં પડીને એક યુવતીની જાન છોડાવી હતી જેણી દિવસભરમાં ૪૭ ગ્રાહકોને સંતોષ આપી ચૂકી હતી, અને બીજા ગ્રાહકો લાઈનમાં ઊભા હતા !

જયોર્જ રાયલી સ્કોટ પોતાના પુસ્તક "A History of Prostiution"માં ઈગ્લેંન્ડની હાલતનું વર્ણન કરતાં લખે છેઃ "વેશ્યાવૃત્તિના ધંધા ઉપર જ જે સ્ત્રીઓની આજિવીકાનો આધાર રહેલો છે તેઓના સિવાય સ્ત્રીઓની એક મોટી સંખ્યા એવી પણ છે, જે આજિવીકા માટે અન્ય કામ ધંધાની સાથે પાર્ટ ટાઈમમાં વેશ્યાવૃત્તિ કરે છે જેથી આવકમાં કંઈક ઓર વધારો થાય... આ શોખીન અથવા પાર્ટ ટાઈમ વેશ્યાઓની સંખ્યા આજે (યાદ રહે કે 'આજે'થી અભિપ્રેત આજથી ૧૦૦ વર્ષ અગાઉના સંજોગો છે કેમકે લેખક એ જમાનાનો છે) જેટલી છે તેટલી કયારે ન હતી."

વેશ્યાવૃત્તિની આ બલા દુનિયાભરમાં જ્યાં જ્યાં પાશ્ચાત્ય બનાવટ અને નારી સ્વતંત્ર્યનું નાટક ચાલી રહયું છે, ત્યાં ત્યાં ભારે તાકાતથી વ્યાપક બનતી જાય છે. નાજુક–નમણી–નિર્બળ નારીનું આ અભૂતપૂર્વ પતન માનવ સંસ્કૃત્તિની કરૂણ અવદશા આણશે તેમાં શંકાને સ્થાન નથી. કેમકે, વેશ્યાવૃતિ એ નારીના ચારિત્ર્યિક સન્માનનું 'જાહેર લીલામ' છે. આ જાહેર લીલામમાં ભાગ લેનારાઓ કદાપિ સંસ્કૃતિના ઉત્થાનમાં પોતાનો ફાળો આપી શકતા નથી. કારણકે સંસ્કૃતિનું ઉત્થાન એક એવું કપરૂં કામ છે, જે વાસનાઓના ગુલામો કદાપિ અદા કરી શકતા નથી.

***આ છે એક આછો ચિતાર તે દુષ્પરિણામોનો, જે પાશ્ચાત્ય સંસ્કૃતિએ પોતાની સ્ત્રી સ્વાતંત્ર્ય નામની રમત દ્વારા માનવજાતિને ભેટ ધર્યા છે. આ તો કેવળ ઉપર છેલ્લું આલેખન માત્ર છે. જેમને તેના કડવા અનુભવો થઈ રહયા છે, તે લોકો જ સાચા અર્થમાં આ ઘાતકી રમતની ભયંકરતાને સારી રીતે જાણી શકે છે. સમાજ, કુટુંબ અને આખી સંસ્કૃતિના મૂળિયાં જાણે હચમચી ઉઠયાં છે. અને ઊભી થયેલી વિકરાળ પરિસ્થિતિ, જે જનજીવનની શાંતિને હણી લેવા પૂરી તાકાતથી કાર્યરત થઈ છે, શી રીતે દૂર થઈ શકે તે અંગે ખિન્ન આધુનિક વિશ્વનો દરેક પ્રયાસ બિન અસરકારક પુરવાર થઈ રહ્યો છે. સાચા અર્થમાં માનવીએ પોતાના હાથે જ પોતાના પગે કૂહાડો માર્યો છે અને તેનો ઘા એટલો સખ્ત છે કે ઘનિષ્ઠ કુદરતી સારવાર વિના તે રૂઝાવો અશકય છે.***

***અને આ બાબતમાં કોઈ શંકા નથી કે ઘનિષ્ઠ કુદરતી સારવાર***

એ ઈસ્લામની જીવન વ્યવસ્થા છે. ઈસ્લામે નારીને જે સ્થાન આપ્યું છે અને આ ઉચ્ચ સ્થાન દ્વારા જેટલી હદે નારીને સન્માનિત કરી છે તેનું સંક્ષિપ્ત વિવરણ આ પુસ્તિકામાં વાંચકો સમક્ષ મૂકવા પ્રયાસ કર્યો છે. જે લોકો એકદમ સમાન્ય બુધ્ધિકક્ષા પણ ધરાવે છે અને કોઈ પ્રકારની માનસિક ગુલામીમાંથી મૂકત છે, તેઓ આ વાત સરળતાથી સમજી શકે છે કે નારીના સર્વાંગી વિકાસ અને ઉત્થાન માટે ઈસ્લામે સૂચવેલો માર્ગ મધ્યમ અને સંતુલિત છે અને એના સિવાય બીજો કોઈ રસ્તો નથી, જેને અપનાવીને સ્ત્રીને સમાનતા બક્ષી શકાય. જો અન્ય રસ્તાઓ અપનાવવામાં આવશે તો તે પરિણામો નિશ્ચિત છે જે ઉપર આપણે જોઈ ગયા છીએ, અને જે આજે દુનિયા ભારે બેચેની પૂર્વક અનુભવી રહી છે.

## :: સમાપ્ત ::

